# અદ્‌ભૂત ડિટેકટીવ

'બહુરૂપી'ની ભેટ :: સને ડિસેંબર


લેખક

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ

રાણપુર :: કાઠિયાવાડ


* આઠ આના *

# અદ્ભુત ડિટેક્ટિવ

[ પ્રથમાવૃત્તિ ]


: : પ્રકાશક : :

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ

રાણપુર : કાઠિયાવાડ

સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ

પાનકોરનાકા : અમદાવાદમાં

મૂળચંદભાઇ ત્રિકમલાલે છાપી

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

ડિટેક્ટિવ વાર્તાઓ સામાન્ય રીતે વાચકનું વિશેષ આકર્ષણ કરી શકે છે એ મારા અનુભવની વાત છે. 'બહુરૂપી' માં આવતી ડિટેક્ટિવ વાર્તાઓ તેના વાચકોને ઘણી જ ગમી ગઈ છે. મને અનેક વાચકોના પત્રો મળ્યા છે. તેમને આવી વાર્તાઓમાંથી કાંઇક જાણવાનું, કાંઇક શીખવાનું, સમજવાનું, અનુસરવાનું મળે છે એમ તેઓ લખે છે. એ વાર્તા સાચી છે. એ વિષે હું કશું પણ વિશેષ નહિ લખતાં 'બહુરૂપી' ના સંબંધમાં જૈન મુનિશ્રી છોટાલાલજીએ જે અભિપ્રાય આપ્યો છે તે જ અત્ર ઉતારૂં છું.

તેઓ ગાગોદર (કચ્છ) થી શ્રાવણ સુદી ૨ શનિ (તા. ૧૫–૮–૩૧)ના પત્રમાં આ પ્રમાણે લખે છે:

" '**મુંડે મુંડે મતિર્ભિન્ના**' એ સૂત્રાનુસાર કેટલાએક વિદ્વાનોનું એવું પણ માનવું છે કે ન્હાનાં બાળકોને બાલ્યાવસ્થાથી કોઇ પણ ખરાબ વસ્તુ કે દુર્ગુણનું સ્વરૂપ જ ન સમજાવવું. કારણ કે દુર્ગુણ કે ખરાબને જાણવાથી મનોવૃત્તિ એ તરફ આકર્ષાય છે. એટલે તે જાણ્યું જ ન હોય તો તે તરફ મનોવૃત્તિ જવાનું કારણ જ ન બને.

"આવી માન્યતા ઉપલક દૃષ્ટિએ કદાચ ઠીક લાગે, પણ એકંદરે એ સત્ય સ્વીકારણીય તો નથી જ. કારણ કે સત્ અને અસત્ બન્ને તત્ત્વોની ઓળખાણ થઈ હોય તો જ સત્ ગ્રહણ થાય અને અસત્ ત્યાગી શકાય. જાણવા ખાતર જાણવું તો સર્વ જોઇએ. પછી તેમાં ગ્રહણ કરવા લાયક અને ત્યાગ કરવા લાયકનો વિવેક મનુષ્યે કરી લેવો જોઇએ."

" ગ્રહણ કરવા લાયક અને ત્યાગવા લાયકનું જ્ઞાન ન હોય તો ઘણા મનુષ્યો અસતને સત્ માની તેમાં ફસાઈ જાય છે અને અનિચ્છાએ–અજાણતાં અધર્મને પંથે પળે છે. અને પછી તેમાં એવા

ટેવાઇ જાય છે કે તે અધર્મને અધર્મ તરીકે જાણુવા છતાં મનની નબળાઇને લીધે તે તેઓ ત્યાગી શકતા નથી અને અમૂલા માનવજીવનને વ્યર્થ ગૂમાવી બેસે છે, એટલું જ નહિ પણ વ્યાવહારિક અને આધ્યાત્મિક અનેક પ્રકારની હાની ભોગવે છે."

"'બહુરૂપી' પત્ર એ મ્હારી સમજ પ્રમાણે સત્–અસત્‌ને ઓળખવાનું એક પરમ ઊપયોગી ઉપકારક સાધન છે. એ પત્રના નિયમિત વાચનથી મનુષ્યસ્વભાવનું. અધર્મ સ્વાર્થ સાધવા માટે કરાતા પ્રપંચો–છળભેદોનું અને મલીન માનસનું બરાબર ભાન કરાવે છે. કેટલાએક પ્રસંગો તો એવા આલેખાય છે કે જાણે આપણે જાતે જ આ બનાવવાળા સ્થળે હાજર હોઇએ અને નજરોનજર જોતા હોઇએ તેમ થઇ આવે છે.

" કોઇને પોતાની દૃષ્ટિમાં જ મલીનતા ભરી હોય અને તેથી 'બહુરૂપી' માંથી કાંઇ પણ લેવા જેવું યોગ્ય ન જણાતું હોય તો તેમાં–ગાયના અઉમાં રહેલી બગા અથવા ઇતરડીને દુધને બદલે લોહી જ મળતું હોય તો તેમાં–તેના જાતિસ્વભાવનો જ દોષ છે, મૂળ વસ્તુનો તો નહિ જ."

" બુદ્ધિનો વિકાસ, ધીરતા, કોઇ પણ આકસ્મિક આપત્તિમાંથી શાંતિપૂર્વક પોતાનો બચાવ કરી લેવાની આવડત વગેરે અનેક ગુણો 'બહુરૂપી'ના ગુણજ્ઞ વાચકોને અવશ્ય મળી રહે છે, અને તેથી જ 'બહુરૂપી' પત્રનો હું ઉત્કર્ષ ઇચ્છું છું."

જૈન મુનિશ્રી છોટાલાલજી જેવા મર્મજ્ઞ વિદ્વાનના પ્રસ્તુત અભિપ્રાયનું હાર્દ આ ડિટેક્ટિવ વાર્તા વાંચનારના ખ્યાલમાં આવી શકશે એમ હું માનું છું. મને લાગે છે કે આ વાર્તા પણ 'બહુરૂપી'ની વાર્તાઓના જેવી જ વાચકોને રૂચીકર થશે.

રાણપુર
તા. ૧૯: ૮: ૧૯૩૧
બુધવાર

**ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.**

# અદ્ભુત ડિટેક્ટિવ

## પ્રકરણ-૧ લું

## અમારી મિત્રતા

મારા મિત્ર અરવિન્દ ઉર્ફે 'ચાલીસ ચ્હેરાના માણસ'ને કોણ નથી પિછાનતું? તે પ્રથમ એક અદ્ભુત ઉઠાઉગીર હતો. પરંતુ એક નિર્દોષ કુમારિકાના મનોરમ્ય વદન પર તેની દૃષ્ટિ પડતાં એ ઉઠાઉગીરના નિષ્ઠુર હૃદયમાં નૈસર્ગિક વિશુદ્ધ પ્રેમની ઝણઝણી પેદા થઇ. તે જ પળે તેણે ઉઠાઉગીરીના ધંધાનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરી અને ત્યારથી પોતાની તમામ શક્તિઓનો ઉપયોગ તેણે શાંતિને ચાહનારી જનતાને શાપ રૂપ થઇ પડેલા ઉઠાઉગીર બદમાશોને અદાલતને આંગણે પહોંચાડવામાં તથા તેમને તેમનાં દુષ્ટ કૃત્યોનો પૂરેપૂરો બદલો આપવામાં કરવા માંડયો.

આ સર્વ હકીકત 'ચાલીશ ચ્હેરાનો માણસ' એ ગ્રંથમાં આવી ગયેલી હોવાથી તેનો અત્ર પુનરૂલ્લેખ કરવાની આવશ્યકતા નથી. માત્ર આ પુસ્તકમાં હું તેનાં એક-બે પરાક્રમો નોંધવાની ઇચ્છા રાખું છું. કારણ કે તેમાં હું પણ તેની સાથે હાજર હતો. પરંતુ તે પહેલાં મારો તેની સાથે કેવી રીતે પરિચય થયો તે અત્ર મારે દર્શાવવું જોઇએ.

આ કાંઈ આજકાલની વાત નથી. ઘણાં વર્ષો પહેલાંની વાત છે. અત્યારે હું તથા અરવિન્દ બન્ને ઉમર લાયક થઈ ગયા છીએ અને અત્યારે અરવિન્દ ઉપરાંત બીજા પણ કેટલાક ડિટેક્ટિવોની બાહોશી, ચતુરાઈ અને બુદ્ધિકૌશલ્યનાં રસભરિત વર્ણનો વાચકના દૃષ્ટિપથ પર આવી ગયાં હશે. પરંતુ હું જ્યારે અરવિન્દની ગુન્હાશોધક શક્તિનો વિચાર કરૂં છું ત્યારે તો એ મને જરૂર એક અજોડ ડિટેક્ટિવ લાગે છે.

ઈ. સ. ૧૯—માં મેં મુંબાઈમાં ' એલ. એમ. એન્ડ એસ. ' ની તબીબી પરીક્ષા પસાર કરી. મુંબાઈમાં એ સમયે તે ઉંચામાં ઉંચી પદવી મનાતી. એ પરીક્ષા પસાર કર્યા બાદ અમુક સમય મેં મુંબાઈના પ્રખ્યાત ડૉ **ખારેઘાટ**ના દવાખાનામાં માત્ર અનુભવને જ ખાતર ઉમેદવારી કરી. મારી આર્થિક સ્થિતિ સારી હતી. મારા પરલોકવાસી પિતા મારે માટે વાર્ષિક પાંચ હજાર રૂપિયાની આવક થાય એટલી રકમ મૂકી ગયા હતા. મારાં માતુશ્રી તો હું ન્હાનો હતો ત્યારે જ અવસાન પામેલાં. એટલે હું કશી કમાણી ન કરૂં તો પણ પાંચ હજારમાં મારો નિર્વાહ સારી રીતે થઈ શકે તેમ હતો. એટલે ડૉ. **ખારેઘાટ**ને ત્યાં વગાર પગારે ઉમેદવારી કરવાનો મેં વિચાર કર્યો હતો. કારણ કે તે એક સારા સર્જન હોવાથી વાઢકાપના પ્રયોગોનું તેમની સાથે રહેવાથી વધારે સારૂં અને વ્યવહારૂ જ્ઞાન સંપાદન થવાની આશા હતી.

લગભગ ત્રણેક વર્ષ હું તેમને ત્યાં રહ્યો. પરંતુ ત્રીજા વર્ષનું ચોમાસું મને ખૂબ નડયું. એ વર્ષમાં વર્ષાદ પુષ્કળ પડયો હતો. કામના બોજાને લીધે હું ખાવા—પીવામાં અનિયમિત બની ગયો હતો. તેને પરિણામે મુંબાઈના પાણીની મને અસર થઈ અને જેમ મુંબાઈમાં ઘણા મનુષ્યોને માટે બને છે તેમ મને પણ ' સ્પ્રુ ' અથવા જેને આપણે સંગ્રહણી કહીએ છીએ એ દરદ લાગૂ પડયું. એથી હું દિવસે દિવસે અશક્ત બનતો ગયો. જો કે ડૉ. **ખારેઘાટ** લાગણીપૂર્વક ઔષધોપચાર કરતા હતા. તથાપિ પરહેજી રાખવાની મારી બેદરકારીને લીધે દરદ હઠતું ન હતું.

લગભગ ચાર છ મહિને મારી તબિયત કાંઈક ઠેકાણે આવી. સંગ્રહણીનો મરજ તો દૂર થઈ ગયો. પરંતુ પછી ડોકટર સાહેબે સલાહ આપી કે હવે મારે મુંબાઈનો કાયમને માટે ત્યાગ કરી દેવો. પરંતુ ત્યાગ કરીને જવું ક્યાં? અને કરવું શું? તેઓ મને **વઢવાણ** કેમ્પ જવાની સલાહ આપતા હતા. પરંતુ મારા જેવા એક શહેરીને **વઢવાણ** કેમ્પ જેવા ન્હાના ગામમાં કાયમનો વસવાટ રાખવાનું કેમ ગમે?

તે જ અરસામાં લલિતપુરથી મારા એક મિત્રનો પત્ર આવ્યો. તેણે મને થોડા દિવસ હવાફેર માટે ત્યાં બોલાવ્યો. મને પણ ત્યાં જવાની ઇચ્છા થઈ અને હું ડો. ખારેઘાટની રજા લઇને લલિતપુર જવાને ઉપડયો.

અહીં લલિતપુરમાં હું આવીને મારા મિત્રને ત્યાં રહ્યો. અહીંની સુકી તથા ખૂલ્લી હવા અને યોગ્ય ઔષધોપચારથી થોડા દિવસમાં જ મારી શરીરપ્રકૃતિમાં મોટું પરિવર્તન થયેલું દેખાયું. હવે તો હું બે માઇલ ખુશીની સાથે ચાલી શકતો હતો. મને લાગ્યું કે હવે મારે મારા મિત્રને બોજારૂપ થવું જોઇએ નહિ. એટલે મેં જુદું મકાન લઇને રહેવાનો વિચાર કર્યો. વળી અહીં પ્રેકિટસ કરવાનો પણ મારો ઇરાદો હતો.

મેં મારા મિત્ર પાસે મારી એ ઇચ્છા પ્રકટ કરી. તે પોતે ગર્ભશ્રીમંત હતો. વ્યાજવટાવમાં સારી જેવી રકમ આવતી હતી. ખરચ ખુટણની તેને ચિંતા ન હતી. એટલે પ્રથમ તો તેણે મને પોતાને ત્યાં જ રહેવાનો આગ્રહ કર્યો. પરંતુ જ્યારે તેણે જોયું કે મારો નિર્ધાર મક્કમ છે, ત્યારે તે લાચાર બન્યો. અને પછી અમે બન્નેએ મારે લાયકના મકાનની તપાસ કરી. જે સ્થળે અરવિન્દ તથા તેનો સહાયક મોહન રહેતા હતા તે જ મકાનનો અર્ધો ભાગ ખાલી હતો. તેની નીચે દવાખાનું ખોલવાને માટે પણ સગવડ હતી, એટલે એ મકાન મેં ભાડે રાખી લીધું અને ત્રીજા દિવસથી હું ત્યાં રહેવાને માટે આવ્યો.

મને અહીં રહેવાને માટે આવ્યાને એકાદ અઠવાડિયું થયું હશે, એવામાં એક દિવસ મોહન વિકટોરિયામાં જતો હતો, તે વખતે તેની ગાડી મોટર સાથે અથડાવાથી ઉંધી વળી ગઈ, તે ગાડીમાંથી પડી ગયો અને તેનો જમણો હાથ ઉતરી ગયો. એ બનાવ અમારા મકાનથી સ્હેજ અંતરપર જ બન્યો હતો. એટલે તત્કાળ તેને મારી પાસે લાવવામાં

આવ્યો. મેં તેનો હાથ ચડાવી, પાટો બાંધ્યો, તેમ જ તેની પીઠ અને કેડમાં પણ ઈજા થયેલી, તેની સારવાર કરી. ચાર–પાંચ દિવસમાં તેને આરામ આવી ગયો. બસ, ત્યારથી મારો અને **અ**રવિન્દનો પરિચય વધ્યો. તેણે મને દવા અને સારવારનું બીલ આપવા માંડેલું, પણ તે લેવાનો મેં સ્પષ્ટ ઈન્કાર કર્યો હતો. કારણ કે તેના સેવાકાર્યની માહિતી મને મળી હતી. એવા સેવાભાવી મનુષ્યને મારાથી બની શકે તો મારે ઉપયોગી થવું એવી જ મારી ધારણા હતી.

ત્યારપછી તો અમે અવારનવાર એકબીજાને ત્યાં જવા–આવવા લાગ્યા. અને ધીમે ધીમે પરિચય વધતાં અમે જમવાનું પણ સાથે જ રાખ્યું. અર્થાત્ અમે બન્ને જાણે સગા ભાઇઓ હોઇએ અને સાથે જ રહેતા હોઇએ એમ વર્તવા લાગ્યા. એ રીતે અમારો પરિચય વધતો ગયો.

હવે હું મારું આ દાસ્તાન નહિ લંબાવતાં જે કેસોમાં મેં **અ**રવિન્દની સાથે ભાગ લીધો છે તેમાંથી એકાદ–બે કેસો અહીં રજૂ કરીશ. આ બન્ને કેસો **અ**રવિન્દની પાસે આવ્યા હતા, તે અરસામાં તેણે **મો**હનને અમુક કામ પ્રસંગે **મું**બાઇ, **મ**દ્રાસ અને ત્યાંથી કલકત્તા વિગેરે સ્થળોએ મોકલ્યો હતો. એટલે અહીં અમે બે જણા એકલા જ હતા.

એમ તો મેં અનેક કેસોમાં તેની સાથે ભાગ લીધો છે. પરંતુ અત્યારે તો આ પુસ્તકમાં હું બે જ કેસ રજૂ કરું છું. ભવિષ્યમાં કોઈ વાર પ્રસંગ મળશે તો **અ**રવિન્દના બુદ્ધિકૌશલ્ય અને ડિટેક્ટિવ તરીકેની કાર્યશક્તિના બીજા અતિ અદ્ભુત અને ચમત્કારિક પણ કિસ્સા હું વાચકો સમક્ષ રજૂ કરવાની ઇચ્છા રાખું છું.

*

## પ્રકરણ-૨ જું.

---

### આફતનો આરંભ.

છેલ્લાં આઠ વર્ષમાં મારા મિત્ર **અરવિન્દ** સાથે મેં લગભગ સીત્તેર કેસોમાં ભાગ લીધો હતો. તેમાંના ઘણા કેસો રોચક, કેટલાક રમુજી અને મોટે ભાગે આશ્ચર્યજનક હતા. તેમાંનો એક પણ કેસ સાધારણ પ્રકારનો નહતો. તે કોઈ પણ કેસ પોતાની આ કળાના પ્રેમને ખાતર હાથમાં લેતો હતો; પૈસાની પ્રાપ્તિને ખાતર નહિ. એટલે જે કેસ સાધારણ પ્રકારનો હોય, જેમાં અજાયબી ઉત્પન્ન કરનારૂં તત્ત્વ ન હોય એવા કેસો તે બનતાં સુધી સ્વીકારતો ન હતો. આ બધા કેસોમાં સૌથી વધારે વિલક્ષણ અને આશ્ચર્યોત્પાદક ઘટના સુરત જીલ્લામાં **રામગઢ** ગામમાં આવેલા '**શીરીન** વીલા' વાળા **મરઝબાન** કુટુંબમાં બની હતી. અમુક સમય સુધી આ કેસને લગતી હકીકત ગુપ્ત રાખવાનું વચન આપવામાં આવ્યું હતું. જે બાનુને તે વચન આપવામાં આવ્યું હતું તે ગયા માસમાં જ અકાળ મૃત્યુને શરણ થયેલી હોવાથી એ વચનમાંથી હવે હું મુક્ત થયો છું. એટલે હવે આ કેસ જાહેરમાં મૂકવામાં હું કોઈ જાતનો વાંધો જોતો નથી. વળી ડૉ. **નાનાભાઈ મરઝબાન**ના મૃત્યુના સંબંધમાં જે જુદી જુદી અફવાઓ ફેલાયેલી છે તે જોતાં પણ આ હકીકત જાહેરમાં મૂકાય એ ઇચ્છવા યોગ્ય છે.

ઈ. સ. ૧૯—ની સાલમાં સપ્ટેમ્બર માસની શરૂઆતમાં એક દિવસે સ્હવારે હું ઉઠયો. તે વખતે **અરવિન્દ** મારા બિછાના પાસે ઉભો હતો. તેણે તેનાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં. સાધારણ રીતે તે રોજ મોડો ઉઠતો હતો; જ્યારે આજે હજી સવાસાત જ થયેલા હોવા છતાં તેને ઉઠીને તૈયાર થઈ ગયેલો જોઈને મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હું આશ્ચર્યચકિત દૃષ્ટિથી તેની સામે જોઈ રહ્યો. મને એમ લાગ્યું કે આજે હું ઉઠવામાં રોજ કરતાં સ્હેજ મોડો થયો છું.

"વિનાયક ! તમારી પ્રાતઃકાળની ગુલાબી નિદ્રામાં ખલેલ પહોંચાડવાને માટે હું ઘણો જ દિલગીર છું." અરવિન્દ બોલ્યો: "પણ તેમાં મારો કશોયે વાંક નથી. કોઈએ આવીને રામચંદ્ર ભટ્ટને ઉઠાડયો. તેણે મને જગાડયો અને પરિણામે મેં તમને જગાડયા."

"પરંતુ શા માટે ? આપણી પાડોશમાં ક્યાંય આગ લાગી છે?"

"ના, આપણે ત્યાં એક અસીલ આવેલ છે. એક તરૂણી આપણે ત્યાં આવેલી છે. તે અત્યંત ઉશ્કેરાયેલી હોય એમ લાગે છે, અને તે મને વિનાવિલંબે મળવા માગે છે. અત્યારે તે આપણા દિવાનખાનામાં બેઠેલી છે. હવે જ્યારે આવી જુવાન બાનુ આટલી વહેલી પોતાના મકાનમાંથી બહાર નિકળે અને મારા જેવા ઊંઘણસીને જગાડીને પણ તેને મળવા માગે ત્યારે એ ઉપરથી સમજી શકાય કે તેને ખાસ અગત્યનું કામ હોવું જોઇએ. જો આ કેસ રસપ્રદાયક માલૂમ પડશે તો મારી ખાત્રી છે કે આજે આટલા વહેલા ઉઠવા માટે તમને ખેદ થશે નહિ. કેસ ગમે તેવો હોય તો પણ તમને ઉઠાડીને તે સાંભળવાની તક તો આપવી જ, એવો નિશ્ચય કરીને મેં તમને ઉઠાડયા છે. આટલા ખુલાસા પછી હું ધારૂં છું કે હવે મારે તમારી માફી માગવાની જરી પણ જરૂર રહેશે નહિ."

"બિલકુલ નહિ. તમે મને એટલો બધો વહેલો ઉઠાડયો નથી. તેમજ આવા પ્રસંગમાં કદાચ આખી રાત્રિનો ઉજાગરો કરવો પડે તો પણ હું કંટાળું તેમ નથી." મેં કહ્યું.

અરવિન્દ પોતાને પ્રાપ્ત થતા કેસોની તપાસ કરતો હતો તે જોવામાં મને ઘણો જ આનંદ થતો હતો. સાધારણ માણસને જેની કલ્પના પણ ન આવી શકે એવા કોયડા તે સરલતાપૂર્વક ઉકેલતો અને વળી તેને કેવી રીતે ઉકેલી શકાય તેની સમજ પણ પાડતો હતો; ત્યારે તો જાણે હું એક નવીન સૃષ્ટિમાં હોઉં એવું મને લાગતું હતું. મેં તુરત કપડાં પહેરી લીધાં અને મારા મિત્રની સાથે દિવાનખાનામાં જવા માટે હું તૈયાર થઈ ગયો. અમે જ્યારે દિવાનખાનામાં દાખલ થયા ત્યારે ત્યાં

બારી પાસે બેઠેલી એક તરૂણી ઉભી થઈ. તેણે પોતાના મુખ પર જાળીવાળો બુરખો નાંખ્યો હતો.

"સાહેબજી, બાનુ!" મારો મિત્ર આનંદપૂર્ણ સ્વરે બોલ્યોઃ "મારૂં નામ **અ**રવિન્દ છે. આ મારા ખાસ મિત્ર અને સહાયક ડૉ. **વિ**નાયક છે. તમે જેટલી છૂટથી મારી સાથે વાત કરો તેટલી જ છૂટથી તેમની સમક્ષ પણ વાત કરવામાં કશો સંકોચ રાખવાની જરૂર નથી. હં, પણ તમે ધ્રૂજતાં હો એમ જણાય છે. તમને ઠંડી લાગી છે. તમારે માટે કૉફી મંગાવું છું."

પેલી યુવતિ બોલીઃ "સાહેબ! હું કાંઈ ઠંડીને લીધે ધ્રૂજતી નથી."

"ત્યારે તમે શા કારણથી આટલાં બધાં ધ્રૂજો છો?"

"મી. **અ**રવિન્દ! મારાં સર્વાંગમાં ભીતિએ વાસ કર્યો છે?"

એ શબ્દો બોલતી વેળાએ તેણે પોતાનો બુરખો ઉંચો કર્યો. અમે તેના ચ્હેરા પરથી જાણી શકયા કે તે અત્યંત ઉશ્કેરાયેલી હતી અને તેની સ્થિતિ દયા ઉત્પન્ન કરે તેવી હતી. તેનો ચ્હેરો નિસ્તેજ અને અશાંત હતો, તેનાં નેત્રો ભયથી ચકરવકર થતાં હતાં. જાણે એકાદી નિર્દોષ હરણીની પાછળ વાઘ પડયો હોય અને હરણી ભયથી ધ્રૂજતી હોય એવો તેનો દેખાવ હતો. તેના ચ્હેરા તથા બાંધા ઉપરથી તે આશરે પચીશ વર્ષની ઉમરની હોય એમ લાગતું હતું. પરંતુ તેના મસ્તકના વાળ અકાળે ભૂરા થઈ ગયેલા હતા. **અ**રવિન્દે ત્વરિત દૃષ્ટિએ તેના આખા અંગનું અવલોકન કરી લીધું. બે–ત્રણ મિનિટ સુધી એ આ યુવતીની સામે વેધક દૃષ્ટિએ જોઇ રહ્યો.

તે પછી તેણે દિલસોજીભર્યા સ્વરે કહ્યુંઃ "તમારે ભયભીત થવાનું કશું પણ કારણ નથી. હું આશા રાખું છું કે હું તમને ચિંતામુક્ત બનાવી શકીશ. હું ધારૂં છું કે તમે આજે સ્હવારેજ ટ્રેનમાં અહીં આવ્યાં લાગો છો!"

"શું તમે મને ઓળખો છો?"

" ના ના, પણ તમારી પાસેની આ ન્હાની બેગમાં રિટર્ન ટીકીટનો અર્ધ ભાગ ખોસેલો મારી દૃષ્ટિએ પડવાથી એ અનુમાન મેં કર્યું હતું. તમે સ્હવારે વ્હેલાં નિકળ્યાં હશો અને ડોગ–કાર્ટમાં બેસી કઠણ માટીવાળા રસ્તાપર થઈને રેલ્વે સ્ટેશન પર આવ્યાં હશો."

આ યુવતિ એકદમ ચમકી ગઈ અને દિગ્મૂઢની માફક મારા મિત્રની સામે જોઈ રહી. કેમ કે આ બધું મારો મિત્ર શી રીતે જાણી શકયો એ તેની કલ્પનામાં આવે તેમ ન હતું.

" બાઈ! એમાં કશું જાદુ કે વિશેષ અજાયબી ઉત્પન્ન કરે તેવું નથી." **અરવિન્દે** જણાવ્યું: " તમારા જેકેટની જમણી બાંહ્ય કાદવથી સાત આઠ ઠેકાણે ખરડાયેલી છે. વળી કાદવના ડાઘ તાજા જ લાગે છે. ડોગ–કાર્ટ સિવાય બીજી ગાડીમાં તમે બેઠાં હો તો કાદવના છાંટા એવી રીતે ઉડવાના નહિ; અને તે પણ જો તમે ગાડીવાનની ડાબી બાજુએ બેઠાં હો તો જ ઉડે."

" તમે ગમે તેવી રીતે અનુમાન કરી શકયા હો, પણ તમે જે જણાવ્યું તે તદ્દન ખરૂં છે." તે બોલી: " હું સ્હવારે છ વાગ્યા પહેલાં મારે ઘેરથી નિકળી હતી. છ ઉપર વીશ મીનીટે રામગઢ સ્ટેશન પર આવી પહોંચી. અને ત્યાંથી ઉપડતી પહેલી ટ્રેનમાં લલિતપુર સેન્ટ્રલ સ્ટેશને આવી. સાહેબ! આ બોજો મારાથી હવે સહન નથી થઈ શકતો. જો આમ ને આમ ચાલૂ રહેશે તો હું ઘેલી બની જઈશ. મારા દુઃખની વાત હું કોની પાસે જઈને કહું ? હા, એક માણસ છે. તે મને ચાહે છે. પરંતુ તે આ પ્રસંગમાં મને કોઈ પણ રીતે મદદગાર થઈ શકે તેમ નથી. મી. **અરવિન્દ**! મેં તમારૂં નામ સાંભળ્યું હતું. હા, તેલ-મીનાબાઈને તેના અત્યંત મુશ્કેલીના પ્રસંગમાં તમે સહાય કરી હતી. તેની પાસેથી તમારે લગતી માહિતી મને મળી હતી. તમારૂં શિરનામું પણ તેણે જ મને આપ્યું હતું. અહો, સાહેબ! તમે મને મદદ ન કરી શકો ? મારી આસપાસ વિસ્તરેલા અંધકારમાં તમે થોડો પણ પ્રકાશ

નહિ નાંખો ? જો કે અત્યારે તો હું તમને તમારી મહેનતનો બદલો આપી શકું તેમ નથી. પણ એક-બે માસમાં મારૂં લગ્ન થનાર છે. તે વખતે મારી મિલ્કત મને પ્રાપ્ત થશે અને તે સમયે તમે જોઈ શકશો કે હું કોઈના પણ ઉપકારને ભૂલી જાઉં તેવી નથી."

અરવિન્દ પોતાના ડેસ્ક તરફ ફર્યો અને તેનું તાળું ખોલીને તેણે તેમાંથી એક મોટી ચોપડી કાઢી. એ ચોપડીમાં તેની પાસે આવેલા કેસોની યાદી હતી. એ ચોપડીમાં જોતો તે બોલ્યો : "તેહ-મીનાબાઈ! હા, હા, મોતીની માળાને લગતા કેસમાં મેં તેને મદદ કરી હતી. વિનાયક ! તમારી સાથે મારો પરિચય થયો તે પહેલાંનો આ બનાવ છે. બ્હેન ! જેટલી સંભાળ અને શ્રમથી મેં તમારી એ મૈત્રિણીના કેસને ઉકેલવાનો પ્રયત્ન કર્યો હતો તેટલોજ શ્રમ અને સંભાળ તમારી બાબતમાં પણ હું લઇશ. જો તમે બદલાની વાત કરતાં હો તો મારા ધંધામાં મને જે રસ પડે છે. તે જ મારા પરિ-શ્રમનો બદલો છે. તેમ છતાં પણ તમને અનુકૂળ લાગે તે સમયે મારી સેવાની કદર કરશો તો હું મને જરૂર માન મળેલું સમજીશ. હવે હું તમને વિનતિ કરૂં છું કે જે બાબતમાં તમે મારી સહાય તથા અભિપ્રાયની આકાંક્ષા રાખતાં હો તેને લગતી તમામ વિગત મને જણાવો. જેટલું તમે જાણતાં હો તેટલું તમામ જણાવજો."

"અફસોસ !" યુવતિ બોલીઃ "મારી સ્થિતિ અત્યંત કફોડી છે. જે કારણથી મને ભીતિ ઉપજે છે તથા જે મુદ્દાઓના સંબંધમાં મને સંશય છે તે એવા સાધારણ પ્રકારના છે કે બીજાઓને તેમાં કશું પણ મહત્ત્વ લાગે નહિ. જેનો મારા ઉપર પ્રેમ છે તેને મેં મારી મુશ્કેલી જણાવી હતી. તેને પણ એમ જ લાગ્યું હતું કે મારા ઉશ્કેરાયલા મગજની મિથ્યા કલ્પનાઓ જ મને ભયભીત બનાવે છે. જો કે એવું તેણે શબ્દોદ્વારા મને જણાવ્યું નથી. પરંતુ તેનાં નેત્રોપરથી તથા મને દિલાસો આપવાને તે જે કહેતો હતો એ પરથી તેના હૃદયનો ભાવ હું સમજી શકી છું. પણ મી. અરવિન્દ ! તમે

માનવજાતિના હૃદયના ઊંડાણમાં જોઈ શકો છો, બીજાઓને જે સાધારણ લાગે તેમાં પણ તમે સૂક્ષ્મ દૃષ્ટિથી કાંઈક મહત્ત્વનું જોઈ શકો છો. એટલે મને આશા છે કે મારા પ્રસંગમાં તમે મને સારી સલાહ આપી શકશો."

"હું અવશ્ય મારાથી બનતું કરીશ." અરવિન્દ આશ્વાસનસૂચક સ્વરે બોલ્યો.

"વારૂ, મારૂં નામ જરબાનુ છે અને હું અત્યારે મારા સાવકા બાપની સાથે રહું છું. અમારી પારસી કોમમાં જુના અને ખાનદાન કુટુંબનો તે છેલ્લો વારસ છે. અમે સુરત જીલ્લાની દક્ષિણ સરહદ ઉપર રામગઢમાં રહીએ છીએ. મારો સાવકો બાપ બરઝબાન કુટુંબનો છે."

"હા, એ નામ તો મારા સાંભળવામાં આવ્યું છે." અરવિન્દે કહ્યું: "એક વખત એ કુટુંબ પારસી કોમમાં સહુથી વધારે ધનિક હતું. તેમની જાગીર પણ સુરત જીલ્લામાં મોટા વિસ્તારને પામેલી હતી. પરંતુ તે કુટુંબના એક પછી એક ચાર વારસો એવા નિકળ્યા કે તેમણે જુગારમાં તથા બીજા કુછંદમાં પોતાની મિલ્કતનો મોટો ભાગ ઉડાવી નાંખ્યો. માત્ર થોડાક એકર જમીન અને બસો વર્ષના જૂના મકાન સિવાય બીજું કશું પણ રહ્યું નહિ; અને વળી એ મકાનને પણ એકથી વધારે સ્થળે ગીરવી મૂકવામાં આવ્યું હતું. મારા સાવકા પિતાનો બાપ એ મકાનમાં રહેતો હતો. અને 'મીયાં પડયા પણ ટંગડી ઉંચી'ની માફક દુર્બળ આર્થિક દશામાં પણ પોતાની મોટાઈમાંથી હાથ કાઢતો ન હતો. મારો સાવકો પિતા તેનો માત્ર એકનો એક દીકરો હતો. તેણે પોતાના એક સગા પાસેથી અમુક મદદ મેળવી ઉંચી તબીબી પરીક્ષા પસાર કરીને ડૉકટરની ડિગ્રી મેળવી. પછી તે કલકત્તા ગયો. ત્યાં તેણે સારી પ્રેકટીસ જમાવી હતી. કેમ કે તેનો તબીબી અનુભવ પુષ્કળ હતો અને વળી તેને જશરેખા પણ હતી. પરંતુ એક વખત તેના મકાનમાં ચોરી થવાથી તેને અત્યંત ગુસ્સો ચડયો. ગુસ્સાના આવેશમાં તેણે તેના મુસલમાન બટલરને એટલો સખ્ત માર માર્યો કે એ બટલર એ મારને પરિણામે મરણને

 ૧૫૯૫૫

શરણુ થઈ ગયો. માત્ર સારી લાગવગથી જ તેને દેહાંત શિક્ષા ન થતાં અમુક વરસની સખ્ત કેદની સજા થઈ. તેના ઉપર થયેલા કેસમાં તેની કમાણીનો લગભગ બધો ભાગ ખર્ચાઈ ગયો હતો. એટલે તે જ્યારે તુરંગમાંથી છૂટીને દેશમાં આવ્યો ત્યારે તેની કમાણીની માત્ર નહિ જેવીજ રકમ રહી હતી.

"જ્યારે ડૅા. **મરઝબાન બં**ગાળામાં હતો ત્યારે તેણે મારી માતા સાથે લગ્ન કર્યું હતું. મારી માતાના પહેલા પતિ **સાવ**કશા 'બંગાળા આર્ટીલરી'માં મેજર–જનરલ હતા. તે મરી ગયા પછી લગભગ દોઢ વર્ષે મારી માતાએ ડૅાકટરની સાથે લગ્ન કર્યું હતું. તે સમયે હું તથા મારી બ્હેન **શીરીન** દોઢ વર્ષનાં હતાં. અમારો બન્નેનો જન્મ એકી સાથેજ થયો હતો. મારી માતાની આર્થિક સ્થિતિ સારી હતી. દર વર્ષે લગભગ દશ હજાર રૂપીઆની આવક આવે તેટલી મીલકત તે ધરાવતી હતી. પોતાનાં લગ્ન થતાંની સાથેજ એ તમામ મીલકત તેણે મારા સાવકા બાપ ડૅા. **મરઝબાનના** નામ ઉપર ચડાવી આપી. માત્ર તેમાં એટલી શરત કરવામાં આવી હતી કે અમારાં બન્ને બેનોનાં લગ્ન થાય ત્યારે તેમાંથી ત્રીજા ભાગની રકમ અમને દરેકને આપવી. અમે અહીં દેશમાં આવ્યા પછી થોડા સમયમાં મારી માતા મરણ પામી. ઇંટોલા આગળ જે રેલ્વેનો અકસ્માત થયો હતો તે અકસ્માતમાં તેનું મૃત્યુ થયું હતું. ડૅા. **મરઝબાને** પછી **મું**બાઈ દવા-ખાનું ખોલવાનો વિચાર માંડી વાળ્યો અને તે અમને બન્ને બ્હેનોને લઈને પોતાની બાપીકી મિલકત '**શીરીન** વીલા' ખાતે આવીને રહ્યો. મારી મા જે મીલકત મૂકી ગઈ હતી તે અમારા બધાના ખર્ચને માટે પૂરતી હતી; એટલે અહીં અમને સુખશાંતિથી રહેવામાં કશી હરકત આવે તેમ ન હતું.

"પણ તે સમયથી મારા સાવકા પિતાના સ્વભાવમાં ભયંકર ફેરફાર થવા લાગ્યો. ડૅા. **મરઝબાનને** '**શીરીન** વીલા'માં રહેવા આ-વેલો જોઇને આસપાસના લોકો ઘણા જ ખુશ થયા હતા. તેઓ ડૅાકટ

રને મળવા ભેટવાને ઇન્તેજાર રહેતા હતા. પરંતુ તે તેમને મળતો નહિ. તે ઘરમાંથી બહાર ભાગ્યે જ નિકળતો હતો. તેને તો છીંકતાં છીંડું પડતું હતું અને અવારનવાર તે ઉછીની વઢવેડ પણ વ્હોરતો હતો. તેના કુટુંબમાં ઉગ્ર પ્રકૃતિ તો વંશપરંપરાથી ચાલી આવતી હતી. પરંતુ તેમાંયે મારા સાવકા પિતાની પ્રકૃતિ તેના બાપદાદા કરતાં પણ ઘણી જ તેજ હતી. તે કજીયાનું કાળબુદ ગણાતો હતો. એ વખત તો ઝગડો પોલીસ કોર્ટમાં પણ ચડ્યો હતો. પછી તો લોકો તેને જોતાં ત્યાંથી જ તેનાથી દૂર ખસી જતા હતા. તે લોકોમાં એક ભય સમાન ગણાતો હતો. કેમ કે તેનામાં શારીરિક બળ અપ્રતિમ હતું અને જ્યારે તેનો ગુસ્સો ઉશ્કેરાતો હતો ત્યારે તે બિલકુલ ભાન ભૂલી જતો હતો.

"ગયા અઠવાડિયામાં જ એવો એક બનાવ બન્યો હતો. તેણે એક લુહારને એક પાણીના ધરામાં નાંખી દીધો હતો. લુહારે તેની સામે કોર્ટમાં ફરિયાદ કરી અને આ વખતે મારા સાવકા પિતાને ચોક્કસ અમુક માસની કેદની સજા થઈ હોત. પરંતુ મેં મારાથી બની શકી તેટલી રકમ એકઠી કરી, લુહારને આપીને તેનું મન મનાવી લીધું. ગામમાં તેને કોઈની સાથે સ્નેહ—સંબંધ નથી. માત્ર લુવારીયા લોકોનાં ભટકતાં ટોળાની સાથે તે સંબંધ રાખે છે. એ લુવારીયા લોકોને તે પોતાની જમીનમાં મુકામ કરવા દે છે. અને તેમની રાવટીઓમાં જઇને તેમની મ્હેમાનગતીનો પણ સ્વીકાર કરે છે. વળી કેટલીક વાર તો અઠવાડિયાના અઠવાડિયા સુધી તેમની સાથે તે ભટકતો પણ ખરો. આ ઉપરાંત તેને જંગલી પ્રાણીઓનો પણ શોખ છે. તેણે પોતાના એક ઓળખીતાની મારફત એવાં પ્રાણીઓ મંગાવ્યાં છે. અત્યારે તેની પાસે એક ચીત્તો તથા એક મોટો વાંદરો છે. તે પ્રાણીઓ તેની જમીનમાં છૂટાં ફરતાં ફરે છે અને ગામડાના લોકોને આ પ્રાણીઓનો તેમના માલિકના જેટલો જ ડર રહે છે.

"મેં જે હકીકત જણાવી તે ઉપરથી તમે એટલું તો સમજી શકયા હશો જ કે મારી બ્હેન શીરીન તથા મારા જીવનમાં આનંદનો અંશ માત્ર પણ રહ્યો ન હતો. કોઈ માણસ અમારે ત્યાં નોકર રહેવાનું

પણ પસંદ કરતો ન હતો. લાંબા સમય સુધી તો અમે ઘરનું તમામ કામ અમારા હાથે કરી લેતાં હતાં. જ્યારે મારી બ્હેન મૃત્યુ પામી ત્યારે તે માત્ર ત્રીશ વર્ષની હતી. પરંતુ જેમ આટલી ઉમરે મારા વાળ સફેદ બની ગયા છે તેમ તે વખતે તેના વાળ પણ ઘણાખરા સફેદ બની ગયા હતા. મારા સાવકા પિતાના આવા અણછાજતા વર્તનથી અમને અકાળે વૃદ્ધત્વ પ્રાપ્ત થયું હતું."

"એટલે શું તમારી બ્હેન મરણ પામી છે?" અરવિન્દે પૂછ્યું.

"હા, બે વર્ષ પહેલાં તેનું મૃત્યુ થયું છે, અને તેના મૃત્યુના સંબંધમાં જ હું તમારી પાસે બોલવા માગું છું." તે બોલી: "તમે સમજી શકશો કે અમે જે સ્થિતિમાં મારા સાવકા પિતાની સાથે રહેતાં હતાં તે સ્થિતિમાં અમારા સમવયસ્ક અને સમાન સ્થિતિના યુવાન કે યુવતિને મળવાનો પ્રસંગ અમને પ્રાપ્ત ન થાય એ સ્વાભાવિક છે; કેમ કે મારા સાવકા પિતાના અનિષ્ટ વર્તનને લીધે કોઈ પણ અમારી સાથે સંબંધ રાખવાનું પસંદ ન કરે એ દેખીતું છે. પણ અમારે સગામાં એક માશી છે. તે વિધવા છે. તેનું નામ તહેમીના છે અને તે વલસાડમાં રહે છે. અમારી એ માશીને ત્યાં અમને કોઈ કોઈ વાર જવાની રજા આપવામાં આવતી હતી. બે વર્ષ પહેલાં પતેતીના તહેવારોમાં શીરીન ત્યાં ગઈ હતી. ત્યાં તે એક યુવાનના સમાગમમાં આવી. તે યુવાન સૈન્યમાં નોકરી કરતો હતો. મારી બ્હેન તેની સાથે પ્રેમમાં પડી અને તેની સાથે લગ્નગ્રંથીથી જોડાવાનો પોતાનો ઈરાદો તેણે જાહેર કર્યો. જ્યારે મારી બ્હેન પાછી અમારા મકાનમાં આવી ત્યારે તેણે મારા સાવકા પિતાને પોતાનો એ વિચાર જણાવ્યો. ડોકટરે તે સામે કશો પણ વાંધો ઉઠાવ્યો નહિ. પરંતુ મારી બ્હેનનું લગ્ન જે દિવસે થવાનું ઠર્યું હતું તેના એક પખવાડિયા પહેલાં એક ભયંકર બનાવ બન્યો, જેને પરિણામે હું બ્હેન વગરની એકલી અટુલી બની ગઇ.

## પ્રકરણ–૩ જું.

---

## તીણી સીસોટી

અરવિન્દ તેની આરામ ખુરશીમાં આડો થઇને પડયો હતો. તે પોતાનાં નેત્રોને બંધ રાખીને આ યુવતીનો હૃદયવિદારક વૃતાંત શ્રવણ કરતો હતો. તેણે પોતાનાં નેત્રો ખોલ્યાં અને યુવતી સામે જોઇને કહ્યું: " હવે તમે જે હકીકત જણાવો તેમાં કશી પણ બાબત રહી જવી જોઇએ નહિ, અને તેની વિગતનો ક્રમ પણ બરાબર સાચવજો. "

" એ બાબત આપ નિશ્ચિંત રહેજો. કેમ કે તે સમયનો દરેકે દરેક પ્રસંગ મારા હૃદયમાં ચોટી રહ્યો છે. મેં તમને જણાવ્યું છે કે અમારૂં મકાન ઘણું પુરાણું અને મોટું છે. તેના માત્ર એક બાજુના ભાગનો જ હાલમાં ઉપયોગ કરવામાં આવે છે. અમે મેડી ઉપર નહિ સૂતાં નીચે જ સૂઇએ છીએ. દિવાનખાનું મકાનના મધ્યભાગમાં આવેલું છે. શયનગૃહમાં પહેલું ડૉ. મરઝબાનનું, બીજું મારી બ્હેનનું અને ત્રીજું મારૂં. એ શયનગૃહોમાં અંદરથી એક–બીજા ખંડોમાં જવાને માટે બારણાં નથી, પણ એ ત્રણેનાં બારણાં એકજ પરસાળમાં પડે છે. કેમ, બરાબર સમજાય છે ને ? "

"હા. બરાબર સમજાય છે."

"એ ત્રણે ખંડની બારીઓ ખૂલ્લા ચોગાનમાં પડે છે. જે રાત્રિની વાત હું તમને કહેવા માગું છું તે રાત્રિએ ડૉ. મરઝબાન હમેશ કરતાં વહેલો પોતાના શયનગૃહમાં ગયો હતો. પરંતુ તે એકદમ સૂઈ ગયો ન હતો. કેમ કે મારી બ્હેનને તેની આકરી તંબાકુવાળી સીગારની ગંધ આવતી હતી. તે એવી જ સીગાર પીતો હતો. એ ગંધ સહન નહિ થઈ શકવાથી મારી બ્હેન પોતાના શયનગૃહમાંથી નિકળીને મારા શયનગૃહમાં આવી અને અમે તેના થનારા લગ્નના

સંબંધમાં વાતો કરવા લાગ્યાં. લગભગ અગીયાર વાગ્યા હશે તે વખતે ઉઠીને એ પોતાના ખંડમાં જવા લાગી. પરંતુ મારા ખંડના બારણા આગળ પહોંચી, અટકી જઇને તે મારી સામે જોઈને બોલી: 'જર-બાનુ! મધ્ય રાત્રિએ કોઈ સીસોટી વગાડતું હોય એવું તારા સાંભ-ળવામાં આવે છે ખરૂં !'

"ના 'ના, મેં તો કોઇને સીસોટી વગાડતાં સાંભળ્યું નથી !' મેં કહ્યું.

" 'તું પોતે તો ઉંઘમાં સીસોટી વગાડતી નહિ હોય ?' તે બોલી.

" 'હું સીસોટી વગાડું ! અને વળી નિદ્રિત અવસ્થામાં ? કદિ પણ નહિ. પણ આવો પ્રશ્ન કરવાનું શું કારણ ?' મેં પૂછ્યું.

" 'છેલ્લી થોડીક રાત્રિ થયાં દરરોજ પરોઢમાં ત્રણ વાગે સીસો-ટીનો તીણો પણ સ્પષ્ટ અવાજ મારા સાંભળવામાં આવે છે. મારી ઉંઘ કૂતરાના જેવી છે; એટલે સ્હેજ અવાજ આવતાં હું એકદમ જાગી ઉઠું છું. એ અવાજ ક્યાંથી આવે છે તે હું ચોક્કસપણે કહી શકતી નથી. કદાચ ખૂલ્લા મેદાનમાંથી યે આવતો હોય, કદાચ બાજુના ખંડમાંથી પણ આવતો હોય. એથી એ અવાજ તારા સાંભળવામાં આવે છે કે નહિ એ તને પૂછી જોવાનો મેં વિચાર કર્યો હતો.'

" 'ના. સીસોટીનો અવાજ મેં તો સાંભળ્યો નથી. પણ મેદા-નમાં પેલા ભીખારડા લુવારીયા લોકો રહે છે. તેમાંનો કોઇ સીસોટી વગાડતો હોય એ બનવાજોગ છે.' મેં કહ્યું.

" 'હા, એ સંભવિત છે ખરૂં; પરંતુ જો એ અવાજ ખૂલ્લા ચોગા-નમાંથી આવતો હોય તો તું ન સાંભળી શકે એમ ન બને.' તે બોલી.

" 'પણ તારા કરતાં મારી નિદ્રા વધારે જોરદાર છે. હું નિદ્રા-માંથી વચ્ચે ભાગ્યે જ જાગી ઉઠું છું.'

" 'પણ એમાં કાંઈ ખાસ વિશેષ ચિંતા કરવા જેવું નથી.' તે સ્હેજ સ્મિત કરતી બોલી. પછી તેણે બહાર નીકળીને મારા ખંડનું

દ્વાર બંધ કરી દીધું. થોડી વાર પછી તેણે પોતાના ખંડનું દ્વાર બંધ કરીને અંદરથી સાંકળ વાસી દીધી હોય એવો અવાજ મારા કાન પર આવ્યો."

"હં, પણ તમે હમેશાં રાત્રે અંદરથી દ્વાર બંધ કરીને સૂઈ રહો છો?" અરવિન્દે તેને સવાલ કર્યો.

"હા, હમેશાં અમે દ્વારને અંદરથી બંધ કરીએ છીએ."

"શા માટે?"

"હું તમને ઘણું કરીને હમણાં જણાવી ગઈ છું કે મારો સાવકો પિતા ચીત્તાને તથા વાંદરાને છૂટા ફરતા રાખે છે. એટલે અમારી સલામતીને ખાતર અમે બારણાને અંદરથી બરાબર બંધ કરીએ છીએ."

"સમજ્યો, હવે આગળ ચલાવો."

"એ રાત્રીએ મને નિદ્રા આવી નહિ. વિપત્તિનું જાણે મારા મનમાં સ્ફુરણ થયું હોય તેવી રીતે મારૂં મન ચરચર બળ્યા કરતું હતું. અમારો બન્ને બ્હેનોનો એક બીજા ઉપર અનોનાત પ્રેમ હતો. એટલે મને મારી બ્હેનને માટે ચિંતા થાય એ સ્વાભાવિક હતું. રાત્રિ ભયંકર હતી. બહાર પવન જોરથી ફુંકાતો હતો. વર્ષાદ પણ જોરથી પડતો હતો અને તેની વાછંટ આવતી હતી, તે બારીના કાચ સાથે અફળાતી હતી. આથી રાત્રિની ભયંકરતામાં વધારો થતો હતો. એકાએક દુઃખાર્દ્ર સ્ત્રીનો હૃદયભેદક ચિત્કાર મને કર્ણગોચર થયો. અલબત્ત એ અવાજ મારી બ્હેનનો હતો, એ હું તુરત જ સમજી ગઈ. હું એકદમ બિછાનામાંથી ઉભી થઈ ગઈ. મેં મારા શરીરની આસપાસ શાલ નાંખી લીધી અને મારૂં દ્વાર ખોલીને હું બહાર પરસાળમાં ગઈ. જ્યારે મેં મારૂં દ્વાર ખોલ્યું ત્યારે તીણી સીસોટી મારા સાંભળવામાં આવી હોય એમ મને લાગ્યું; અને પછી તુરત જ એકાદ ધાતુનું પતરૂં કોઈની સાથે અથડાય અને જેવો અવાજ થાય તેવો

અવાજ મારા કર્ણપર અથડાયો. હું આગળ વધીને મારી બ્હેનના ખંડ પાસે ગઈ તે વખતે મારી બ્હેનના ખંડનું દ્વાર ખુલ્લું થયું અને પરસાળમાં આવેલી બત્તીના પ્રકાશમાં મેં મારી બ્હેનને તેના શયનગૃહમાંથી બહાર આવતી જોઈ. તેનો ચ્હેરો ભયથી શ્યામ બની ગયો હતો, તેના બંન્ને હાથ ઉંચા નીચા થતા હતા અને તે આમ-તેમ લથડીયાં ખાતી ચાલતી હતી. તેનો દેખાવ એક છાકટા માણસના જેવો હતો. હું એકદમ તેની પાસે ગઈ અને તેને મેં મારી બાથમાં લીધી, પણ તે જ પળે તેના પગ સરકવા લાગ્યા અને તે જમીન પર પડી ગઈ. જાણે તેને અત્યંત દુઃખ થતું હોય એવું તેના ચ્હેરા પરથી લાગતું હતું અને તેનું શરીર તાણ આવવાની માફક ખેંચાતું હતું. પહેલાં તો મેં ધાર્યું કે તે મને ઓળખી શકી નથી. પરંતુ જ્યારે હું તેના મુખ પાસે નીચી વળી તે વખતે તેના મુખમાંથી જે ભયોત્પાદક શબ્દો નિકળ્યા હતા, તે હું કદિ પણ ભૂલી શકું તેમ નથી. ' હે પ્રભુ ! તું મને સાંભળી લેજે ! જરબાનુ–જર ! સાવચેત, તારી પણ મારા જેવી દશા ન થાય ! ' એ ઉપરાંત પણ તે કાંઈક બોલી ખરી, પરંતુ એ મારા સાંભળવામાં આવ્યું નહિ. જો કે એ વખતે તેણે ડોકટરના શયનગૃહ તરફ આંગળી કરી હતી. ફરીથી તેનું શરીર ખેંચાવા લાગ્યું. હવે તેના ગળામાંથી અવાજ નિકળી શકતો ન હતો. હું અત્યંત ગભરાઈ ગઈ હતી. એટલે હાંફળી ફાંફળી બનીને આમથી તેમ દોડવા લાગી તથા મારા સાવકા પિતાને બુમો મારવા લાગી. તે એકદમ પોતાનું દ્વાર ખોલીને બહાર નિકળ્યો. જ્યારે તે મારી બ્હેન પાસે આવ્યો ત્યારે એ તદ્દન બેભાન બની ગઈ હતી. તેણે થોડોક બ્રાન્ડી મારી બ્હેનના મુખમાં રેડયો અને પછી ગામમાંથી ડોકટરને બોલાવ્યો. પરંતુ તમામ પ્રયત્નો નિષ્ફળ ગયા. તેનું ઉછળતું હૃદય ધીમે ધીમે નબળું પડતું ગયું અને છેવટે તે અટકી ગયું. પુનઃ તે શુદ્ધિમાં આવી નહિ. મારી વ્હાલી બ્હેનનો આ પ્રમાણે અંત આવ્યો. "

"રહો," અરવિન્દ બોલ્યો : " તમે પેલી સીસોટી તથા ધાતુનું પતરૂં અથડાવાનો અવાજ સાંભળ્યો હતો, એમ ખાત્રીપૂર્વક કહો છો ? તમે પ્રતિજ્ઞાપૂર્વક કહી શકશો ? "

" અમારા ગામમાં પણ કોરોનરે પોતાની તપાસ વખતે એ જ સવાલ મને કર્યો હતો. મારૂં મન તો મને એમ ચોક્કસપણે કહે છે કે એ મેં સાંભળ્યું હતું. પરંતુ એ વખતે પવનનું તોફાન સખ્ત હતું અને વર્ષાદ પણ જોરપૂર્વક વરસતો હતો; એટલે પ્રતિજ્ઞા ઉપર એમ કહેવાને હું તૈયાર નથી. કેમ કે વખતે પવનના ફુંફાટાથી થયેલા અવાજને લીધે પણ મને એવો ભાસ થયો હોય એ બનવા જોગ છે. "

" તમારી બ્હેને પોતાનાં તમામ વસ્ત્રો ધારણ કર્યાં હતાં ? "

" ના, રાત્રિએ સૂતી વખતે જે વસ્ત્રો અંગ ઉપર હતાં તે જ હતાં. તેના જમણા હાથમાં દીવાસળી તથા ડાબા હાથમાં દીવાસળીની પેટી હતી. દીવાસળી તેણે સળગાવેલી હતી. "

" અર્થાત્ તેણે એ દીવાસળી સળગાવીને શો બનાવ બન્યો તે જોવાનો પ્રયત્ન કર્યો હશે. એ મુદ્દો અગત્યનો છે. વારૂ, કોરોનરે તેની તપાસને અંતે શો અભિપ્રાય જણાવ્યો હતો ?"

" ડો. મરઝબાનના વર્તનની આસપાસના લોકોને પૂરતી માહિતી હતી. એટલે કોરોનરે આ બનાવની બારિકાઈપૂર્વક તપાસ કરી હતી. પણ મૃત્યુનું સંતોષકારક કારણ શોધી કાઢવાને તે શક્તિમાન્ થયો નહિ. મારી જુબાની ઉપરથી જણાયું હતું કે મારી બ્હેનના શયનગૃહનું દ્વાર અંદરથી બંધ કરવામાં આવ્યું. હતું, તેમજ બારીઓને પણ બરાબર બંધ કરીને અંદરથી આડા લોઢાના સળીયા નાંખવામાં આવ્યા હતા, જેથી બહારથી કોઈ બારીઓને ખોલી શકે નહિ. દિવાલોની તપાસ કરવામાં આવી હતી અને તે મજબૂત માલૂમ પડી હતી. જમીનમાં પણ કોઈ સ્થળે પોલાણ જેવું ન હતું. એ ખંડનું ધૂમાડીયું સાંકડું હતું અને તેના મુખ પાસે આડાઅવળા સળીયા નાંખેલા હોવાથી ત્યાંથી પણ કોઈ પ્રવેશ કરી શકે તેમ ન હતું. એટલે

જે વખતે મારી બ્હેનનો અંત આવ્યો તે વખતે તેના શયનગૃહમાં તે તદ્દન એકલી જ હતી. વળી કોઇએ તેના ઉપર આક્રમણ કર્યું હોય એવું એક પણ ચિહ્ન જોવામાં આવ્યું ન હતું."

"કદાચ તેને ઝેર આપવામાં આવ્યું હશે તો ?"

"ના એમ પણ સાબિત થઈ શક્યું ન હતું. કેમકે ડોકટરોએ તેની શબને બરાબર તપાસ્યું હતું અને વિષનું એક પણ ચિહ્ન દેખાયું ન હતું."

"ત્યારે તમારી બ્હેનના મૃત્યુના સંબંધમાં તમારી માનિનતા શી છે ?" અરવિન્દે પ્રશ્ન કર્યો.

"મારૂં એવું માનવું છે કે તેના મનમાં ઉત્પન્ન થયેલાં ભયથી તેના જ્ઞાનતંતુઓને મોટો આઘાત થયો હશે અને તેથી તેનું મૃત્યુ થયું હશે. પરંતુ તેને ભય ઉત્પન્ન કરનારૂં શું કારણ હતું તેની હું કલ્પના કરી શકતી નથી." જરબાનુએ જણાવ્યું.

"એ વખતે મેદાનમાં પેલા લુવારીયા પડ્યા હતા ?"

"હા, થોડાક માણસો ત્યાં છાપરીઓ બનાવીને પડેલા હતા." જરબાનુએ કહ્યું.

"વારૂ, તમારી બ્હેને તમને સાવચેત રહેવાની સૂચના કરી હતી તથા તમારા સાવકા પિતાના ખંડ તરફ આંગળી કરી હતી, એ ઉપરથી તમે કશું પણ અનુમાન કરી શકો છો ખરાં ?" અરવિન્દે તેને પૂછ્યું.

"ના, બનવાજોગ છેકે એ તેનો લવારો પણ હોય, અથવા તો મારા તરફના વ્હાલની ખાતર તેણે એ સૂચના મને કરી હોય. મારા સાવકા બાપના ખંડ તરફ તેણે આંગળી કરી હતી ખરી; પણ તેમ કરવાનો ઈરાદો હતો કે પછી શરીર ખેંચાવાથી તેની આંગળી એ તરફ લંબાઈ હતી તે હું કહી શકતી નથી."

"ગમે તેમ હોય, પણ આમાં કાંઈક ઉંડો ભેદ સમાયેલો છે." અરવિન્દ બોલ્યો : "વારૂ, ત્યારપછી શું બન્યું તે જણાવો."

" આ બનાવને બે વર્ષ થઈ ગયાં છે. ત્યારબાદ ઘણો વખત સુધી તો મારૂં જીવન એકાંતિક બની ગયું હતું. મારી બ્હેન મને એકલી મૂકીને ચાલી ગઈ હતી. આ જગતમાં મારી બ્હેન સિવાય મારે કોઈની સાથે મૈત્રી ન હતી. પણ થોડા સમયથી મારી એ અવસ્થામાં ફેરફાર થયો છે. એક મિત્ર મને મળી આવ્યો છે. તેને હું ઘણાં વર્ષો થયાં પિછાનતી હતી. તેણે મને તેની સાથે લગ્નગ્રંથીથી જોડાવાની માગણી કરી છે. તેનું નામ **વાડીઆ—અરદેશર વાડીયા** છે. અમારાં લગ્ન થાય તેની સામે મારા સાવકા પિતાએ કશો વાંધો લીધો નથી અને અમે એકાદ બે માસમાં પરણવાનાં છીએ. બે દિવસ પહેલાં અમારા મકાનની પશ્ચિમ બાજુના ભાગમાં કેટલુંક સમારકામ ખોલવામાં આવ્યું છે અને મારા શયનગૃહની દિવાલના થોડા ભાગને વચ્ચેથી પાડી નાંખવામાં આવ્યો છે. એટલે જે ખંડમાં મારી બ્હેન યમદેવને આધીન થઈ હતી તે ખંડમાં મારે મારો સામાન ફેરવવો પડયો છે તથા જે બિછાના ઉપર તે સુતી હતી તેજ બિછાના પર સુવાની મને ફરજ પડી છે. ગઈ રાત્રે હું તે બિછાના પર જાગતી પડી હતી અને મારી બ્હેનનો જે ભયંકર રીતે અંત આવ્યો હતો. તેનો વિચાર કરતી હતી. તે સમયે અચાનક એક તીણી સીસોટી મારા સાંભળવામાં આવી. મારી બ્હેને પણ તેના મૃત્યુ પહેલાં આવી જ સીસોટી સાંભળી હતી. તમે કલ્પના કરો કે એ વખતે મારા મનની સ્થિતિ કેવી થઈ હશે ? હું એકદમ ઊભી થઈ ગઈ અને મેં દીવો સળગાવ્યો. પરંતુ એ ખંડમાં સંશય ઉત્પન્ન કરે એવું કશું પણ મારી દૃષ્ટિએ પડ્યું નહિ. છતાં પણ હું એટલી બધી બ્હીની હતી કે પુનઃ મને નિદ્રા આવી નહિ. એટલે મેં વસ્ત્રો ધારણ કરી લીધાં અને સૂર્યોદય થતાં જ હું બહાર આવી તથા અમારા મકાનેથી ગામમાં જઈ એક ડોગ–કાર્ટ ભાડે કરીને સ્ટેશન પર આવી. ત્યાંથી હું સીધી અહીં તમારી પાસે આવી છું, કારણ કે આ બાબતમાં વિના વિલંબે તમારી સલાહ લેવાનો મેં વિચાર કર્યો હતો. "

"એ ડહાપણનું કામ કર્યું છે." મારો મિત્ર બોલ્યો: "પરંતુ હવે તમારે કશું પણ મને જણાવવાનું બાકી રહેતું નથી ?"

"ના, બધું ય મેં તમને જણાવી દીધું છે."

"જરબાનુ ! તમે મને બધું નથી જણાવ્યું. તમે તમારા સાવકા પિતાના તમારી સાથેના ઘાતકી વર્તન બાબત તો કશું બોલ્યાં જ નહિ !"

જરબાનુ ચમકી. તે બોલી: "શું ! મારા પિતાનું ઘાતકી વર્તન ? એ તમે કેવી રીતે જાણી શક્યા ?"

**અરવિન્દે** આ યુવતીનો જમણો હાથ પકડીને ઉંચો કર્યો. તેના કાંડા ઉપર ચાર આંગળીઓ તથા એક અંગુઠાની છાપ સ્પષ્ટપણે જણાતી હતી. તેના બાપે તેનો હાથ જોરથી પકડીને મચકોડવાનો પ્રયત્ન કર્યો હોય એમ સમજી શકાતું હતું.

જરબાનુ શરમીંદી બની ગઈ અને પોતાના કાંડાને ઢાંકતી બોલી: "તેનો સ્વભાવ તામસી છે અને જ્યારે તે ક્રોધમાં આવે છે ત્યારે તેને જરીકે ભાન રહેતું નથી." એથી વિશેષ તે કશું બોલી નહિ.

---

## પ્રકરણ–ચોથું.

---

### ડૉ. મરઝબાન.

થોડો સમય અમારા દિવાનખાનામાં શાંતિનું સામ્રાજ્ય પથરાઈ રહ્યું. તે દરમ્યાન **અરવિન્દ** પોતાના હાથપર હડપચી ટેકાવીને એકચિત્તે દિવાલ સામે જોઈ રહ્યો હતો.

છેવટે તે બોલ્યો: "આ કામ ઘણું કપરૂં છે અને આપણે આપણા કામની શરૂઆત કેવી રીતે કરવી તેનો નિર્ણય કરતાં પહેલાં કેટલીક ઝીણી ઝીણી વિગતો જાણી લેવાની મારે જરૂર છે. પરંતુ આપણે એક પળ પણ ગૂમાવવાની નથી. અમે આજે જ **રામગઢ**

આતવા ઇચ્છીએ છીએ, પણ ત્યાં તમારો પિતા ન જાણી શકે તેવી રીતે તમે અમને પેલાં ત્રણે શયનગૃહો બતાવી શકશો ખરાં ?"

"ગઈ કાલે તે એમ કહેતો હતો કે આજે ખાસ જરૂરી કામે તે અહીં લલિતપુરમાં આવવાનો છે. એટલે આખો દિવસ તે અહીં રહે એ બનવાજોગ છે. કારણ કે તે જ્યારે જ્યારે લલિતપુર આવે છે ત્યારે ત્યારે સ્હાંજે મોડા ઘેર પાછો ફરે છે. એથી તમને ત્યાં કશી હરકત આવે તેમ નથી. અમારા મકાનમાં નોકરમાં માત્ર એક કામ કરનારી બાઈ છે. પરંતુ તે બુઠ્ઠી અને બબુચકના જેવી છે, એટલે તેને હું ગમે તેમ સમજાવીને તમારા આગમન વખતે મકાનમાંથી બહાર રાખી શકીશ."

"બસ એટલી જ જરૂર છે." અરવિન્દ બોલ્યો:" "કેમ, વિનાયક !" તમે પણ ત્યાં મારી સાથે આવશો ને ?"

" શા માટે નહિ ? જ્યાં તમે ત્યાં હું." મેં કહ્યું.

"વારૂ, જરબાનુ ! અમે બન્ને ત્યાં આવીશું. પણ અહીંથી હવે તમે કયાં જવાનાં છો ?"

"હું અહીં શહેરમાં આવી છું ત્યારે મારે એક–બે કામ કરવાનાં છે તે કરતી જાઉં. પણ બપોરે બાર વાગે ઉપડતી ટ્રેનમાં હું ત્યાં જઈશ. એટલે તમે ત્યાં આવો તે વખતે હું હાજર રહી શકું."

"વારૂ, અમે પણ મધ્યાન્હ પછી બનતાં સુધી વ્હેલા જ ત્યાં આવી પહોંચીશું. મારે પણ થોડુક કામ કરવાનું છે." અરવિન્દે કહ્યું.

જરબાનુ જવા લાગી એટલે અરવિન્દ બોલ્યો: "તમે ઘેરથી સ્હવારે વ્હેલાં નિકળ્યાં છો એટલે ચ્હા પણ નહિ લીધો હોય. હું તમારા માટે નાસ્તો તથા ચ્હા મગાવું."

"ના ના, હવે તો હું જઈશ. મેં મારી મુશ્કેલીથી તમને માહિતગાર કર્યાં છે, એટલે મારા હૃદયનો ઘણો બોજો ઓછો થઈ ગયો છે. મને ચ્હા કે નાસ્તાની ખાસ જરૂર નથી. પણ હું આશા

રાખું છું કે તમે આજે બપોરે ચોક્કસ આવશો.” તેણે પોતાના બુરખાવડે મુખને ઢાંકી દીધું અને તે દિવાનખાનામાંથી બ્હાર નિકળીને ચાલી ગઈ.

“વિનાયક ! આ કેસના સંબંધમાં તમારી ધારણા શી છે ?” પોતાની ખુરસીમાં આડો થતો **અરવિન્દ** બોલ્યો.

“ મને તો એમ લાગે છે કે આ ભયંકર અને રહસ્યપૂર્ણ કેસ છે. ” મેં જવાબ આપ્યો.

“ આવો ભયંકર અને રહસ્યપૂર્ણ કેસ ભાગ્યે જ આપણા જોવામાં આવ્યો હશે. ” તે બોલ્યો.

“ પણ આ યુવતિએ આપણને જણાવ્યું હતું કે જમીન તથા દિવાલમાં કયાંય પણ પોલાણ નથી તથા દ્વાર, બારીઓ કે ધૂમાડીયામાંથી કોઈ પણ માણસ તે ખંડમાં પ્રવેશ કરી શકે તેમ ન હતું તો પછી જ્યારે તેની બ્હેન ભેદભર્યા મૃત્યુને શરણ થઈ ત્યારે એ ખંડમાં તદ્દન એકલી જ હોવી જોઇએ. ” મેં જણાવ્યું.

“ તો પછી પેલી સીસોટીઓનું શું સમજવું ? અને તેની બ્હેને મૃત્યુ પહેલાં તેને સાવચેત રહેવાની ચેતવણી આપી હતી એનો અર્થ શો ? ”

“ એ હું સમજી શકતો નથી. ”

“ ત્યારે સાંભળો. બહાર મેદાનમાં લુવારીયા લોકોનું ટોળું પડેલું હતું. તીણી સીસોટીનો અવાજ સાંભળવામાં આવ્યો હતો. ડો. **મરઝબાન**ની દીકરી કોઈની સાથે લગ્નની ગાંઠથી ન જોડાઈ જાય તેમાં તેનો લાભ સમાયેલો હતો. કેમ કે જો તે લગ્ન કરે તો તેની માતા એટલે **મરઝબાન**ની સ્ત્રીની મિલકતનો ત્રીજો ભાગ તેને આપવો પડે અને ડાકટરની આવકમાં એટલો ઘટાડો થાય. **શીરી**ને તેની બ્હેનને સાવચેત રહેવાની ચેતવણી આપી હતી. તેમ જ **જરબાનુ**એ ધાતુના અફળાવાથી થતો અવાજ સાંભળ્યો હતો. કદાચ બારીની પાછળ રાખવામાં આવેલા લોઢાના સળીઆનો પણ તે અવાજ હોય. વળી લુવારીઆ

લોકો સાથે ડૉકટરનો સંબંધ. આટલી બાબતનો વિચાર કરતાં સંશયને સ્થાન તો રહે છે."

"પણ ત્યારે લુવારીઆ લોકોનો આ બાબતની સાથે શો સંબંધ હશે?"

"એ હું કહી શકતો નથી." **અરવિન્દ** બોલ્યો.

"એ લોકોમાંના કોઇએ ખૂન કર્યું હોય એમ મારૂં મન કબૂલ કરતું નથી." મેં જણાવ્યું.

"હું પણ તમારા મતને મળતો થાઉં છું. અને તેટલા માટે જ આજે હું એ '**શીરીન વીલા**'નું અવલોકન કરવા ઇચ્છું છું. – હં, પણ આ શું?"

તે જ વખતે કોઇએ જોરથી હડસેલો મારીને અમારા દિવાન-ખાનાના દ્વારને ખોલી નાંખ્યું અને એથી મારા મિત્રના મુખમાંથી પ્રસ્તુત ઉદ્ગાર સરી પડયો હતો. એક ઉંચો માણસ અમારી દૃષ્ટિએ પડયો. તેણે ઉંચી કાળી ટોપી અને લાંબો કોટ ધારણ કર્યાં હતાં. એક પાતળી સોટી તેના હાથમાં હતી. તે એટલો ઉંચો હતો કે તેની ટોપીનો ઉપલો ભાગ બારણાના બારસાખને અડી રહેતો હતો. તેની પહોળાઈ પણ તેની ઉંચાઈને જેબ આપે તેવી જ હતી. તેના ચ્હેરા પર કરચલીઓ પડેલી હતી અને તેની સામે જોતાં કોઈ પણ માણસ કહી શકે કે આ માણસ નીચ અને ક્રૂર સ્વભાવનો હોવો જોઇએ. તે ઘડીકમાં મારી તરફ તો ઘડીકમાં **અરવિન્દ** તરફ દૃષ્ટિ કરતો હતો, તે વખતે તેનો દેખાવ શિકારને માટે તલપી રહેલા જંગલી પ્રાણીના જેવો લાગતો હતો. "તમારા બેમાંથી **અરવિન્દ** કોણ છે?" આ નવીન મનુષ્યે પ્રશ્ન કર્યો.

"મારૂં નામ, સાહેબ! પણ તમે તમારૂં નામ જણાવ્યું નથી." **અરવિન્દ** બોલ્યો.

"મારૂં નામ ડૉ. **નાનાભાઈ મરઝબાન** છે. હું **રામગઢ**માં રહું છું."

"કોણ ડૉકટર!" **અરવિન્દે** કહ્યું: "વારૂ, આ ખુરસી લ્યો."

"હું અહીં તમારી પાસે બેસવાને માટે આવ્યો નથી. મારી સાવકી છોકરી અહીં તમારી પાસે આવી હતી. હું તેની પાછળ પાછળ જ છૂપી રીતે આવતો હતો. તેણે અહીં આવીને તમને શું કહ્યું હતું ?"

"આ ઋતુમાં પણ ઠંડી વધારે પડે છે, ખરૂં ?" **અરવિન્દ** બોલ્યો.

"પણ મારી પુત્રીએ તમને શું કહ્યું હતું ?" ડોકટર અત્યંત ગુસ્સાપૂર્વક ઉશ્કેરાઇને બોલ્યો.

"પણ હું ધારૂં છું કે ઠંડીની તમને વિશેષ અસર થતી નહિ હોય." મારા મિત્રે નિશ્ચળપણે પોતાનું કથન ચાલૂ રાખ્યું.

"એમ ! તમે મારા પ્રશ્નનો જવાબ ઉડાવો છો ? ઠીક છે." નવીન આગંતુક એક પગલું આગળ આવી તેની સોટીને ઉગામતો બોલ્યો: "હું તને ઓળખું છું. તું એક પહેલા નંબરનો બદમાશ છે. મેં તારા સંબંધમાં અગાઉ પણ સાંભળ્યું છે. તારૂં નામ **અરવિન્દ** છે અને પારકાની પંચાતમાં પડવાની તને ટેવ છે."

મારો મિત્ર હસ્યો. તેણે કશો પણ જવાબ આપ્યો નહિ.

"તને દોઢડાહ્યો થવાનો શોખ છે ?"

પુનઃ પણ **અરવિન્દે** હાસ્ય કર્યું.

"અહીંની પોલિસ ઓફિસની સાથે તારો સારો સંબંધ છે !"

હવે **અરવિન્દ** ખડખડાટ હસી પડયો અને બોલ્યો: "તમારી સાથે વાર્તાલાપ કરવામાં કોઇને પણ આનંદ પડયા સિવાય રહે નહિ. વારૂ, પણ જ્યારે તમે જાઓ ત્યારે બારણું બંધ કરતા જજો; કેમ કે અત્યારે પવન સખ્ત ફૂંકાય છે."

"મારે તને જે કહેવાનું છે તે હું પૂરૂં કરીશ, ત્યારપછી જ હું અહીંથી જઇશ; સમજ્યો ? હું તને ખાસ કહું છું કે તારે મારા કામની વચ્ચે આવવું નહિ. હું જાણું છું કે જરબાનુ અહીં આવી હતી. મેં તેન આ મકાનમાં દાખલ થતી જોઇ હતી. જો કોઇ મારા કામની વચ્ચે આવે છે તો તેને માટે હું ભયંકર થઇ પડું છું. જો !" તે

આગળ આવ્યો અને નજીકમાં એક લોઢાનો મજબૂત સળીઓ પડયો હતો તે ઉપાડીને તેણે પોતાના બે હાથ વડે વાળી નાંખ્યો.

"જો તું મારા પંજામાં આવ્યો તો તારી પણ આ સળીઆના જેવી જ દશા થશે, એમ ચોક્કસ માનજે!" એટલું કહી સળીઆને તેની જગ્યાએ ફેંકીને તે દિવાનખાનાની બહાર ચાલ્યો ગયો.

અરવિન્દ હસતો હસતો બોલ્યો: "આ માણસ પણ ગમ્મતી લાગે છે. હું જો કે તેના જેટલો ઉંચો અને કદાવર નથી; પણ જો તે અહીં થોડો વધુ વખત રોકાયો હોત તો તેને માલૂમ પડત કે મારો પંજો પણ તેના કરતાં કાંઇ ઓછો મજબૂત નથી." એમ કહી તેણે પેલો સળીઓ ઉપાડયો અને માત્ર એક જ આંચકાથી તે વળેલા સળીઆને પુનઃ સીધો કરી દીધો.

હું તો આ બધો બનાવ જોઇને અજાયબીમાં ગરકાવ જ થઇ ગયો. મારા મિત્રમાં આટલું બધું જોર હશે એવી તો મને કલ્પના પણ ન હતી.

"એ મને સરકારી ડિટેક્ટિવ ખાતામાંહેનો ગણતો લાગે છે!" અરવિન્દ બોલ્યો: "વિનાયક! તમે જાણો છો કે જો હું ધારત તો સરકાર મને મોટો પગાર આપત; પણ કોઇની તાબેદારી કરવાની મને ટેવ નથી અને ઇચ્છા પણ નથી. વારૂ, આ બનાવથી આપણી તપાસમાં આગળ વધવાનું આપણને વિશેષ જોમ મળ્યું છે. હું ઇચ્છું છું કે જરબાનુને હવે આ માણસના હાથે વિશેષ ખમવું પડશે નહિ. વિનાયક! હવે આપણે નાસ્તો કરી લઇએ. પછી હું બહાર જવા ધારૂં છું, કેમ કે આ બાબતમાં મારે અહીં પણ કેટલીક તપાસ કરવાની છે."

અમે નાસ્તો કરી લીધો અને પછી અરવિન્દ બહાર ગયો. જ્યારે તે પાછો આવ્યો ત્યારે લગભગ એક વાગવા આવ્યો હતો. તેના હાથમાં એક વાદળી રંગનો કાગળ હતો. તેના ઉપર તેણે કેટલીક નોંધ કરી હતી તથા આંકડા માંડયા હતા.

તે બોલ્યો: " હું રજીસ્ટર ઑફિસમાં ગયો હતો અને ડૉકટરની સ્વર્ગસ્થ સ્ત્રીનું વીલ મેં જોયું હતું. તે બાઈની મિલકતમાં મોટે ભાગે જુદી જુદી કંપનીઓના શેર અને સરકારી લોનો છે. તેનું વ્યાજ અગાઉ કેટલું આવતું હોવું જોઈએ તથા અત્યારે કેટલું આવતું હશે તેનો હિસાબ મેં શેરના તથા લોનના આગલા અને ચાલુ ભાવ તપાસીને કરી જોયો છે. અગાઉ જ્યારે ડોકટરની સ્ત્રી મૃત્યુ પામી તે વખતે તેની આવક દર વર્ષે લગભગ દશ હજાર રૂપીઆની હશે; પરંતુ હમણાં ભાવ ઘટી જવાથી ૭૫૦૦ રૂપિયા કરતાં વધારે આવક થતી નહિ હોય. જો તેની દીકરીઓનાં લગ્ન થાય તો દરેકને વાર્ષિક ૩૩૦૦ રૂપિયાની આવક થાય એટલી મીલકત આપવા બાબત વીલમાં એક કલમ છે. એટલે જો એ બન્ને બ્હેનો પરણી ગઈ હોત તો આપણા ડોકટર સાહેબને પાછળ નજીવી રકમ જ રહેત. અરે એક બ્હેન પરણી જાય તોપણ ૪૨૦૦ રૂપિયાની જ આવક રહે, અને ડોકટર સાહેબને તે પૂરતી લાગે નહિ. આ તપાસપરથી સમજી શકાય છે કે પોતાની દીકરીઓનાં લગ્ન થવા દેવાને તે કદિ પણ રાજી હોય નહિ. તે પોતાની દીકરીનું ખૂન કરવાને માટે તત્પર થાય તોપણ તેમાં આશ્ચર્ય નથી. પણ આપણે આ કેસમાં રસ લઈએ છીએ એમ તે માણસ જાણી ગયો છે. એથી કેસ વધારે ગંભીર બન્યો છે. માટે જો તમે તૈયાર હો તો આપણે ગાડી કરીને સ્ટેશનપર જઈએ. પણ તમારા ખીસ્સામાં એક રિવોલ્વર રાખજો. કારણ કે આપણને એક ભયંકર માણસની સાથે કામ પડવાનું છે. માટે આપણે અગાઉથી બધી તૈયારી કરી રાખવી જોઈએ.

---

## પ્રકરણ-૫ મું.

### 'શોરીન વીલા'માં.

અમે લલિતપુર સેન્ટ્રલ સ્ટેશનપર ગયા. તે જ વખતે ટ્રેન ઉપડવાની તૈયારીમાં હતી. એટલે અમે તુરત **રામ**ગઢની ટીકીટ લઈને ટ્રેનમાં બેસી ગયા. **રામ**ગઢ ઉતરીને એક ગાડી ભાડે કરીને, અમે રમણીય તથા ખુશનુમા દેખાવનાં ખેતરોની વચ્ચે થઈને પસાર થવા લાગ્યા. લગભગ ચાર પાંચ માઈલ દૂર અમારે જવાનું હતું. સૂર્ય પોતાનાં કિરણો પૃથ્વીપર પ્રસારી રહ્યો હતો. આકાશમાં વાદળાં છૂટાં છવાયાં હતાં. વૃક્ષો તથા ખેતરમાં ઉભેલા મોલનો લીલો હરિયાળો રંગ આંખોને ટાઢક આપતો હતો અને વાયુની પરિમળમિશ્રિત લહરીઓ પણ મગજને મ્હેકાવતી હતી. મારો મિત્ર ગાડીના આગલા ભાગમાં અદબ વાળીને બેઠેલો હતો. તે જાણે ઉંડા વિચારમાં ગુંથાઈ ગયો હોય એમ લાગતું હતું. એકાએક તે વિચારનિદ્રામાંથી જાગૃત થયો અને મારા ખભાને પોતાના હાથવડે સ્પર્શ કરીને બોલ્યો: "જૂઓ, પેલું સામે શું છે?"

અમારી સામે મોટાં મોટાં વૃક્ષોનું ઝુંડ દૃષ્ટિએ પડતું હતું. અને એ ઝુંડની વચ્ચે એક મોટું ભવ્ય મકાન હતું. એ મકાન તેના દેખાવપરથીજ ભવ્ય લાગતું હતું.

"આ **શોરન** વીલા ને?" તેણે પૂછ્યું: "ડૉ. **નાનાભાઈ મરઝ**બાનનું મકાન ને?

ગાડીવાને અનુમોદન આપ્યું.

"ત્યાં અમુક ભાગમાં સમારકામ કરવામાં આવતું હોય એમ જણાય છે" **અરવિન્દ** બોલ્યો:-"અમારે ત્યાં જ જવું છે."

"પેલું દેખાય છે તે ગામ છે." ગાડીવાને ડાબા હાથ તરફ થોડેક દુર આવેલાં છાપરાં તરફ આંગળી કરીને કહ્યું: "પણ જો તમારે '**શોરીન** વીલા'માં જવું હોય તો અહીંથી ઉતરી પડીને, ખેતરમાં આ પગરસ્તો જાય છે તેનાપર થઈને જાઓ. જૂઓ, પેલી બાઈ સામેથી આવતી દેખાય છે. એ માર્ગે તમારે જવું જોઈએ."

"એ બાઈ **જરબાનુ** હોય એમ લાગે છે." **અરવિન્દે** જણાવ્યું: "બરાબર છે, તમે કહ્યું તે પ્રમાણે જ અમે કરીશું. અહીંથી જ ઉતરીને ત્યાં જઈશું"

અમે નીચે ઉતર્યા અને ગાડીવાનને તેના ભાડાના પૈસા આપી દીધા. ગાડીવાન ગાડીને પાછી ફેરવીને સ્ટેશન તરફ લઈ ગયો.

અમે ખેતરમાં થઈને જતા પગરસ્તાપર ચાલતા હતા તે વખતે **અર**વિન્દ બોલ્યો : " આ ગાડીવાન આપણને મીસ્ત્રીઓ ધારશે અને આપણે આ મકાનમાં કરવાના સમારકામના સંબંધમાં અહીં આવેલા છીએ એમ સમજશે. એથી તે આપણા સંબંધમાં કશીયે ચકચાર ગામમાં ફેલાવશે નહિ. સાહેબજી, **જર**બાનુ! કેમ અમે બરાબર સમયે આવી પહોંચ્યા છીએ ને ? "

" **જર**બાનુ અમને જોઈને દોડતી અમારી પાસે આવી. તેના ચ્હેરાપર આનંદ જણાતો હતો અને તે આનંદ અમને જોવાથી થયો હતો. તે અમારી સાથે હસ્તધુનન કરતી બોલી: "હું કેટલી બધી ઈંતેજારીપૂર્વક તમારી રાહ જોતી હતી ? બધું આપણી ધારણા પ્રમાણે જ બન્યું છે. ડો. **મરઝ**બાન **લ**લિતપુર ગયો છે અને તે સ્હાંજ પહેલાં આવે એમ લાગતું નથી."

"ડાકટરની સાથે પરિચય પાડવાનો લાભ અમને મળ્યો હતો." **અર**વિન્દ બોલ્યો અને સ્હવારે જે બન્યું હતું એ તેણે ટુંકામાં કહી સંભળાવ્યું. એ સાંભળીને **જર**બાનુ અત્યંત ગભરાઈ ગઈ. તે ઉજળી પૂણી જેવી બની ગઈ.

" શું ! " તે ફૂગલાઈ ગયેલા ચ્હેરાથી બોલી: " એ મારી પાછળ પાછળ ત્યાં સુધી આવ્યો હતો ? "

" હા, એમ જણાય છે તો ખરૂં. " અરવિન્દ બોલ્યો.

" હાય ! ત્યારે મારૂં શું થશે ? એ પાછો આવશે ત્યારે મને શું કરશે ? મી. અરવિન્દ ! મને બચાવો—તેના પંજામાંથી મને છોડાવો ! "

" તમે ચિન્તા ન કરો. તે જ્યારે અહીં આવશે ત્યારે તમે એકલાં નહિ હો. " શેરને માથે સવાશેર હોય છે. માટે તમે બ્હીશો નહિ. આજે રાત્રે તમારે તેને મળવું નહિ. જો તે કાંઈ વધારે તોફાન કરશે તો અમે તમને તમારી માશીને ત્યાં લઈ જઈશું. હવે આપણે આપણા સમયને નિરર્થક જવા દેવો જોઇએ નહિ. માટે જે ખંડ અમારે તપાસવાના છે તે તમે અમને બતાવો. "

આ મકાન ભૂરા અને કાળા પત્થરનું હતું. તેનો મધ્ય ભાગ ઊંચો હતો. અને તેની બન્ને બાજુએ બે પાંખોની માફક લંબાયલું હતું. આ બે માંહેની એક પાંખમાં બારી તૂટી ગએલી હતી તથા છાપરાનો કેટલોક ભાગ પણ જાહલ બની ગયો હતો. મધ્ય ભાગ તેના કરતાં કંઈક સારો પરંતુ જમણી તરફનો ભાગ વધારે સારો હતો. તેમાં બારીઓના આડા પડદા નાંખવામાં આવ્યા હતા તથા ધૂમાડિયામાંથી ધૂમાડો આકાશમાં ઊંચે ચડતો હતો. એ ઉપરથી સમજી શકાતું હતું કે આ લોકો આ બાજુના ભાગમાં રહેતાં હોવા જોઇએ. એ ભાગની છેલ્લી દિવાલની બાજુએ પાલખો લટકાવેલી હતી અને તેનો થોડોક ભાગ પાડી નાંખવામાં આવ્યો હતો, પરંતુ અમે જે વખતે ત્યાં જઈ પહોંચ્યા હતા તે વખતે કોઈ પણ મજુર કે કારીગર ત્યાં દૃષ્ટિએ પડતો ન હતો. અરવિન્દ મેદાનમાં ધીમે ધીમે આમથી તેમ ચાલવા લાગ્યો અને બારીઓના બહારના ભાગનું અવલોકન કરવા લાગ્યો.

" આ બારી, હું ધારૂં છું કે તમે જે ખંડમાં પ્રથમ સૂતાં તે ખંડની છે ? આ બીજી તમારી બ્હેનવાળા ખંડની અને ત્રીજી બારી ડૉ. મરઝબાનના ખંડની છે ?"

" હાજી, પણ હમણાં તો હું વચલા ખંડમાં સુવું છું. "

" જ્યાંસુધી આ સમારકામ થઈ રહે ત્યાં સુધીને માટે. પણ આ છેલ્લી દિવાલ ઉપર કશું સમારકામ કરાવવાની ખાસ જરૂર હોય એમ લાગતું નથી. " અરવિન્દ બોલ્યો.

" હું પણ એમજ ધારૂં છું, પરંતુ માત્ર મને છેલ્લા ખંડમાંથી ખસેડવાને માટે એ એક બ્હાનું જ છે. "

" એ મુદ્દા સૂચક ખરો. આ ખંડની બીજી બાજુએ પરશાળ છે. તે પરશાળમાં ત્રણે ખંડનાં બારણાં પડે છે. એ પરશાળને પણ બારીઓ હશે ખરી ? "

" હા, પણ બહુ ન્હાની અને સાંકડી બારીઓ છે. એટલે તેની અંદર કોઈ માણસ દાખલ થઈ શકે નહિ. " જરબાનુએ જણાવ્યું.

"પણ રાત્રિએ તો તમે બન્ને બ્હેનો તમારાં બારણાં અંદરથી વાસી દેતાં હતાં. એટલે એ બાજુએથી કોઇ પણ માણસ તમારા ખંડમાં પ્રવેશ કરી શકે તેમ હતું જ નહિ. વારૂ, હવે તમે તમારા શયનગૃહમાં જઇને બારી બરાબર બંધ કરી અંદરથી સળીઓ ભરાવી દ્યો. "

જરબાનુએ તે પ્રમાણે કર્યું અને પછી અરવિન્દે બારીની બરાબર તપાસ કરીને બહારથી તેને ખોલવાનો પ્રયત્ન કરી જોયો. તેના એ પ્રયત્નમાં તેને કોઇ રીતે સફળતા મળી નહિ. તે બોલ્યોઃ " આ બારીને બંધ કરીને જો અંદરથી સળીઓ ભરાવવામાં આવ્યો હોય તો હું નથી ધારતો કે બહારથી તે કોઇ ખોલી શકે. વારૂ, હવે આપણે અંદર જઇને તપાસ કરીએ. મને લાગે છે કે અંદરની બાજુમાં કાંઇક જાણવાનું મળશે ખરૂં. અમે બાજુના બારણામાં થઇને પરશાળમાં દાખલ થયા. અરવિન્દે ત્રીજું શયનગૃહ તપાસવાની આવશ્યકતા જોઇ નહિ, એટલે અમે જેમાં હમણાં જરબાનુએ પોતાનો સામાન રાખ્યો

હતો તે વચલા શયનગૃહમાં દાખલ થયા. એ ખંડ ન્હાનો પણ દેખાવડો હતો. તેની સીલીંગ નીચી હતી. એક ખૂણામાં એક ન્હાનું ખાનાવાળું ટેબલ હતું અને બીજા ખૂણામાં બિછાનું હતું. બારીની ડાબી બાજુએ એક ટેબલ હતું. તેના પર અરીસો, સાબુ, માથામાં નાંખવાનું તેલ, દાંતીયો વગેરે પડયાં હતાં. તે સિવાય બે સુંદર ખુરસીઓ હતી. નીચે મધ્ય ભાગમાં જમીન પર સાદડી પાથરી હતી. આ ખંડમાં ફરનીચરમાં માત્ર આટલું જ હતું. અરવિન્દ એક ખુરસી ખૂણામાં લઇ ગયો અને તેના પર મૌનપણે બેસી રહ્યો. તે દરમ્યાન તેનાં નેત્રો એ ખંડમાં ચોતરફ તથા ઉપર અને નીચે ભટકતાં હતાં અને તે ખંડનું બારિક અવલોકન કરતાં હતાં.

એક દોરી બરાબર બિછાનાની ઇસ તરફના ભાગ પર લટકતી હતી. તે દોરીનો છેડો લગભગ ઓશીકા સુધી નીચો હતો. " આ દોરીનો સંબંધ કોની સાથે છે ? "

" તેનો સંબંધ અમારી ગૃહરક્ષિકાના ખંડની સાથે છે."

" આ દોરી બીજી વસ્તુઓ કરતાં નવી લાગે છે ! "

" હા, લગભગ બેએક વર્ષ પહેલાં તેને આ ખંડમાં રાખવામાં આવી હતી. આ દોરી ખેંચવાથી ગૃહરક્ષિકાના ખંડમાં ઘંટડી વાગે, એટલે એ સાંભળીને તે અહીં આવે. "

" હું ધારૂં છું કે આવી ગોઠવણ કરવાની તમારી બ્હેને તમારા પિતા પાસે માગણી કરી હશે ? "

" ના, તેણે કોઈ દિવસ ઘંટડીનો ઉપયોગ કર્યો હોય એવું મને સાંભરતું નથી. અમે તો અમારે જે કાંઈ વસ્તુની જરૂર પડતી તે અમારી જાતે જ જઈને લાવતાં હતાં. બનતાં સુધી કશું પણ કામ નોકરોને બતાવતા નહિ. "

" જો એમ હોય તો પછી આવી સુંદર રેશમી દોરી અહીં રાખવાની કશી જરૂર હોય એમ મને લાગતું નથી. વારૂ, મને એક વખત આ જમીનની તપાસ કરી લેવા દો. " તે નીચે જમીનની

તપાસ કરવા લાગ્યો. તેની પાસેના સૂક્ષ્મદર્શક યંત્રની સહાયથી તે જમીનના દરેકે દરેક ભાગનું અવલોકન કરવા લાગ્યો. ત્યારપછી તેણે દિવાલોનું પણ તેવી જ રીતે અવલોકન કર્યું. બાદ તે બિછાના પાસે ગયો. બિછાનાને તેણે આમ તેમ હલાવી જોયું, તેમ જ દિવાલ ઉપર તથા નીચે ચોતરફ દૃષ્ટિ ફેરવી. છેવટે તેણે પેલી દોરી ખેંચી અને જોરથી તેને બે–ત્રણ આંચકા માર્યા.

" અરે, આ દોરી તો અમસ્થીજ લટકાવેલી છે ?" તે બોલ્યો.

" ઘંટડી નથી વાગતી ?" જરબાનુએ પૂછ્યું.

" ના, વળી તમે ઉંચે જુઓ. પેલા તારનો સંબંધ તમારી ગૃહરક્ષિકાના ઓરડામાં આવેલી ઘંટડીની સાથે હોવો જોઇએ. એ તારની સાથે પણ આ દોરીને બાંધેલી નથી; પરંતુ ઉંચે દિવાલમાં ગોળ કાણું છે, તેની પાસે આવેલા હુકને દોરીનો બીજો છેડો લટકાવેલો છે !"

" હું પણ કેટલી બધી મૂર્ખી ! એ તરફ તો મેં કદિ ધ્યાન જ આપ્યું નથી." જરબાનુ આશ્ચર્ય દર્શાવતી બોલી.

" વિચિત્ર !" અરવિન્દ દોરીને આંચકા મારતો બોલ્યો : " આ ખંડના સંબંધમાં એક–બે મુદ્દા જરીક ચમત્કારિક લાગે છે. આ મકાન બાંધનારે આ ખંડમાં ઉંચે ન્હાનું ગોળ વાબારીયું મૂક્યું છે, તે બીજા ખંડમાં પડે છે. તેને બદલે જો બારી બારણાં બંધ હોવા છતાં પણ આ ખંડમાં ખૂલ્લી હવા આવી શકે એવો તેનો ઉદ્દેશ હોય તો તે એટલી જ મહેનતથી આ બારીવાળી દિવાલમાં–પછીતમાં એ વાબારીયું મૂકી શકત. એમ છતાં પણ આવી રીતે બાજુના ખંડ સાથે સંબંધ ધરાવતું વાબારીયું મૂકવાનું શું કારણ ?"

" આ વાબારીયું પણ નવા જેવું જ જણાય છે." જરબાનુએ કહ્યું.

" જે વખતે આ દોરીની ગોઠવણ કરવામાં આવી હતી તે જ વખતે મૂક્યું હશે ?" અરવિન્દે સૂચવ્યું.

" હા, તે વખતે આ ભાગમાં થોડો ઘણો ફેરફાર કરવામાં આવ્યો હતો ખરો. " જરબાનુએ જણાવ્યું.

" આ બન્ને બાબતો ખાસ અગત્યની લાગે છે. ઘંટડીનો અવાજ કરી ન શકે એવી દોરી અને જેમાંથી ખુલ્લી હવા ન આવી શકે એવું વાબારીયું. વારૂ, હવે આપણે તમારા પિતા ડો. મરઝબાનના શયનગૃહનું અવલોકન કરીએ. "

---

## પ્રકરણ ૬-ઠું

### ડોકટરનું શયનગૃહ

ડો. નાનાભાઈ મરઝબાનનું શયનગૃહ તેની પુત્રીના શયનગૃહ કરતાં સ્હેજ મોટું હતું; પરંતુ તેમાં ફરનીચર તો સાદું અને થોડું જ હતું. મુસાફરીમાં આપણે જેવો ખાટલો રાખીએ છીએ તેવો એક ખાટલો પડયો હતો. એક બાજુએ લાકડાની ન્હાની ઘોડી હતી. તેમાં પુસ્તકો ગોઠવેલાં હતાં. એ પુસ્તકોમાંનાં ઘણાંખરાં વૈદ્યક વિદ્યાને લગતાં હતાં. ખાટલાની પાસે એક આરામખુરસી હતી અને દિવાલ પાસે એક લાકડાની સાદી ખુરસી હતી. એક ગોળ ટેબલ તથા એક મોટી લોખંડની તિજોરી હતી. આ ખંડમાં મુખ્ય વસ્તુઓ માત્ર આટલી જ હતી. અરવિન્દે ધીમે ધીમે દરેક ભાગમાં ફરીને તે દરેકે દરેક વસ્તુનું અત્યંત બારિકાઈપૂર્વક અવલોકન કરી લીધું.

" આની અંદર શું છે ? " તિજોરીને હાથ લગાડીને અરવિન્દે પ્રશ્ન કર્યો.

" મારા પિતાના કામકાજના કાગળો, દસ્તાવેજો વગેરે. "

" ત્યારે તો આ તિજોરીની અંદર જોવાની તમને તક મળી લાગે છે ? "

" હા, કેટલાંક વર્ષ પહેલાં એક વખત એ તક મળી હતી. તે વખતે તેમાં પુષ્કળ કાગળો મારી દૃષ્ટિએ પડયા હતા. "

" પણ એમાં તે સિવાય બીજું કશું પણ નથી ?" અરવિન્દે પૂછ્યું.

" એટલે ? કાગળો સિવાય બીજું શું હોય ? "

" દાખલા તરીકે તમારો પિતા તેમાં બિલાડીને રાખે છે ? "

" બિલાડી ! ના–ના, કેવી વિચિત્ર કલ્પના ! " જરબાનુ એ સાંભળીને હસી.

" મારી કલ્પના અર્થ વગરની નથી. આ જૂઓ. " એમ કહીને અરવિન્દે તિજોરી પર પડેલી એક દુધની રકાબી ઉચકીને જરબાનુની સામે ધરી.

" એ ખરૂં, પણ અમારા મકાનમાં બિલાડી નથી. પ્રાણીઓમાં તો મારા સાવકા પિતાએ માત્ર એક ચીત્તો અને એક વાંદરો પાળેલાં છે. "

" હા એ ખરૂં ! ચીત્તો એક મોટી કદાવર બિલાડી જેવો હોય ખરો, પણ તેને કાંઈ આટલી રકાબીમાં ભરેલા દુધથી સંતોષ થાય નહિ. વારૂ, હવે હું એક બાબત સંબંધમાં તપાસ કરવા માગું છું. તે પેલી લાકડાની ખુરસી સામે બેઠો અને તેણે તે ખુરસીના બેસવાના ભાગની સંપૂર્ણ લક્ષપૂર્વક તપાસ કરી.

" વારૂ, આ બાબતમાં હવે વિશેષ તપાસ કરવાની નથી. " તે એટલું કહીને પુનઃ ઉભો થઈ ગયો અને તેણે પોતાનું સૂક્ષ્મદર્શક યંત્ર ગજવામાં મૂકી દીધું. " અહો ! આ વસ્તુ શી છે ? " તે બોલ્યો.

જે વસ્તુએ તેનું ધ્યાન ખેંચ્યું હતું, તે ખાટલાના એક ખૂણા સાથે લટકાવવામાં આવી હતી. એ કૂતરાને પકડવાનો ફાંસો હતો. એ ફાંસાને ગોળ અને ગોળ વાળીને ખાટલાના ખૂણા સાથે બાંધી રાખ્યો હતો.

" વિનાયક ! આના ઉપરથી તમે કશું સમજી શકો છો ખરા ? "

" આ તો એક સાધારણ ફાંસો છે. પણ તેને અહીં આ પ્રમાણે ગોળ વાળીને શા માટે બાંધી રાખવામાં આવ્યો હશે, તે હું સમજી શકતો નથી. "

" એ કાંઈ સાધારણ જાતનો ફાંસો નથી. આ જગત કેટલું પાપથી ભરેલું છે ? અને તેમાં પણ જ્યારે એક ચાલાક મનુષ્ય પાપ કરવાને પ્રેરાય છે ત્યારે તેનું પરિણામ ઘણું જ ગંભીર આવે છે. જરબાનુ ! મેં અંદરના ખંડમાં તમામ તપાસ કરી લીધી છે. હવે જો તમને હરકત ન હોય તો આપણે બહાર ખૂલ્લા ચોગાનમાં જઈએ. "

એ વખતે મારા મિત્રનો ચ્હેરો અત્યંત ભયાનક બની ગયો હતો, એનાં નેત્રો ચકરવકર થતાં હતાં. અમે ખૂલ્લા ચોગાનમાં કેટલીયે વાર આમથી તેમ આંટા માર્યા. મારો મિત્ર ઊંડા વિચારમાં ગુંથાઈ ગયો હતો. તેના એ વિચારોમાં મેં કિંવા જરબાનુએ અંતરાય નાંખવાનું વાજબી ધાર્યું નહિ.

" જરબાનુ ! " થોડીવારે પોતાની મેળે જ વિચારનિદ્રામાંથી જાગ્રત થઈને અરવિન્દ બોલ્યો: " મારી તમને ખાસ વિનતિ છે કે દરેક બાબતમાં તમારે હું કહું તે પ્રમાણે જ વર્ત્તવું. "

" મેં તમારી સલાહ લેવાનો વિચાર કર્યો ત્યારથી જ તમે કહો તે પ્રમાણે વર્ત્તવાનો નિશ્ચય કર્યો છે. "

" આ બાબત એવી ગંભીર છે કે તેમાં સ્હેજ પણ ફેરફાર થવા ન જોઈએ. એટલું સ્મરણમાં રાખજો કે તમારા વર્ત્તન ઉપર તમારા જીવનનો આધાર છે. " અરવિન્દે ભારપૂર્વક કહ્યું.

" હું તમને ખાત્રી આપું છું કે હું તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ નહિ. " જરબાનુ પણ નિશ્ચયપૂર્વક બોલી.

" વારૂ, પહેલી વાત તો એ છે કે હું તથા મારો મિત્ર આજની રાત્રિ તમારા શયનગૃહમાં ગાળવાને ઇચ્છીએ છીએ. "

જરબાનુ તથા હું મારા મિત્ર સામે આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહ્યા. અમારે રાત્રિએ આ મકાનમાં રહેવાનું છે એવી તો મને કલ્પના પણ ન હતી.

" હા, તેમ કરવું જ જોઈશે. જૂઓ, પેલું સામે દેખાય તે લોજ છે, ખરૂં કે નહિ ? "

" હા, એ લોજનું નામ 'સુરતી હિન્દુ લોજ' છે." જરબાનુએ કહ્યું.

" બહુ સારૂ, ત્યાંથી તમારી બારીઓ દેખી શકાતી હશે ?" અરવિન્દે પૂછ્યું.

" બેશક. "

" ઠીક, જ્યારે તમારો સાવકો પિતા ઘેર આવે ત્યારે તમારૂં માથું દુઃખે છે એવું બ્હાનું કરીને તમારે તમારા ખંડમાં ભરાઈ રહેવું. જ્યારે તે રાત્રિએ સૂવાને માટે પોતાના ખંડમાં જાય એટલે તમારે તમારાં ખંડની બારી ખોલી નાંખવી, માત્ર કાચનાં બારણાં ખાલી બંધ રહેવા દેવાં, પડદો દૂર કરી દેવો અને બત્તીને બારી પાસે રાખવી. એટલું કરીને તમારે રાત્રિએ જે કાંઈ વસ્તુની જરૂર પડે તે લઇને તમારા અસલના શયનગૃહમાં ચાલ્યા જવું. તે ખંડની દિવાલનો થોડોક ભાગ પાડી નાંખવામાં આવેલો છે અને તેમાં બધું વેરણખેરણ પડયું હશે, પણ હું ધારૂં છું કે એક રાત્રિ તો તમે એ ખંડમાં જેમ તેમ કરીને નિભાવી શકશો ? "

" ઘણી જ ખુશીથી; સ્હેજ મુશ્કેલી વેઠવી પડશે તો પણ હરકત નથી."

" બીજું જે કાંઈ કરવાનું છે તે અમે કરી લઈશું. " અરવિન્દે કહ્યું.

" પણ પછી તમે શું કરવાનું ધારો છો ?" જરબાનુએ પૂછ્યું.

" અમે આજની રાત્રિ તમારા શયનગૃહમાં પસાર કરીશું અને જે અવાજ સાંભળીને તમે ગભરાઈ ગયાં હતાં તે ક્યાંથી તથા કેવી રીતે આવે છે તે શોધી કાઢીશું." અરવિન્દે જવાબ આપ્યો.

" મી. અરવિન્દ ! " જરબાનુ નમ્રપણે બોલીઃ " તમે આ બાબતમાં અમુક નિર્ણય પર આવી ગયા હો એમ લાગે છે. "

" હા, તમારી ધારણા તદ્દન ખોટી નથી. "

" ત્યારે મહેરબાની કરીને મને જણાવો કે મારી બ્હેનનું મૃત્યુ શા કારણથી થયું હતું ? "

" તમને કશું જણાવતાં પહેલાં મજબૂત અને ચોક્કસ પૂરાવાની જરૂર છે."

" પણ તમે મને એટલું તો જણાવશો કે એકાએક તેને ઉપજેલા ભયથી તેનું હૃદય બંધ પડવાને લીધે તે મરી ગઈ હતી, એવી મારી જે કલ્પના છે તે ખરી છે ?"

" ના, હું નથી ધારતો કે તમારી એ કલ્પના ખરી હોય. હું માનું છું ત્યાં સુધી તો તમારી બ્હેનના મૃત્યુનું તેના કરતાં પણ વધારે સ્પષ્ટ અને ભયંકર કારણ છે. વારુ, જરબાનુ ! હવે અમે રજા લઈશું. કેમ કે ડો. મરઝબાનનો આવવાનો સમય થયો છે. જો તે આવી ચડે અને અમને અહીં જોઈ જાય તો અમે લીધેલો તમામ શ્રમ નકામો થઈ પડે. સાહેબજી, પણ હિમ્મત રાખજો, ગભરાતાં નહિ. મેં કહ્યું છે તે પ્રમાણે તમે કરશો તો હું તમને ખાત્રી આપું છું કે અમે તમને ભયમાંથી તદ્દન મુક્ત કરી દઈશું."

---

## પ્રકરણ–૭ મું

---

## અમારી ચર્ચા

ત્યાર પછી અમે ત્યાંથી નિકળીને ગામમાં આવેલા પેલા લોજમાં આવ્યા. ત્યાં તેના માલિકે અમને એક શયનગૃહ તથા એક દિવાનખાનું, એમ બે ખંડ કાઢી આપ્યા. તે ખંડ મેડા પર હતા. અમારી બારીમાંથી અમે ' **શીરીન વીલા** 'ના જે ભાગમાં ડોકટર તથા તેની દીકરી રહેતાં હતાં તેની બારીઓ જોઈ શકતા હતા. સંધ્યાકાળે ડો. **નાનાભાઈ મરઝબાન** ગાડીમાં બેસીને આવતો અમારી દૃષ્ટિએ પડ્યો. ગાડી પસાર થઈને ' **શીરીન વાલા** 'ના કમ્પાઉન્ડમાં દાખલ થઈ. થોડીક મીનીટ પછી તે મકાનમાં એકાએક

દિવાનો પ્રકાશ અમારી દૃષ્ટિએ પડ્યો. અમે જાણ્યું કે એકાદા દિવાનખાનામાં બત્તી કરવામાં આવેલી હોવી જોઈએ.

"વિનાયક!" થોડીવારે અરવિન્દ બોલ્યોઃ "આજ રાત્રિએ તમને ત્યાં લઈ જવા કે નહિ, તેનો મારા મનમાં ક્યારનોયે વિચાર થયા કરે છે. કેમ કે ત્યાં જવામાં મોટો ભય સમાયેલો છે."

"પણ તેમાં હું તમને કશી પણ મદદ કરી શકું તેમ છું?" હું બોલ્યો.

"તમારી હાજરી મને ઘણી જ ઉપયોગી થઈ પડશે." તેણે જણાવ્યું.

"ત્યારે તો હું ત્યાં જરૂર આવીશ." મેં નિશ્ચયપૂર્વક કહ્યું.

"વિનાયક! તમારી મારા પ્રત્યે ઘણી જ લાગણી છે."

"અરવિન્દ! તમે જ્યારે ભયની વાત કરો છો, ત્યારે તમે એ શયનગૃહોમાં મારા કરતાં કાંઇક વિશેષ જોયું હોય એમ લાગે છે?"

"ના એવું કશું નથી. જે તમે જોયું છે તેજ મેં પણ જોયું છે. ફેર માત્ર એટલો કે મારા અવલોકનને આધારે તર્કશાસ્ત્રની સહાયથી હું અમુક નિર્ણયપર આવી શકયો છું."

"ત્યાં ખાસ કરીને ધ્યાન આપવા જોગ તો જરબાનુના શયનગૃહમાં તેના બિછાના પર લટકતી દોરી મારા જોવામાં આવી છે, પરંતુ એ દોરી ત્યાં શા માટે લટકાવવામાં આવી છે તેની કલ્પના હું કરી શકતો નથી." મેં જણાવ્યું.

"તમે પેલું વાબારીયું પણ જોયું છે, ખરૂં ને?"

"હા, પણ એ બે ખંડની વચ્ચે એવું એક ન્હાનકડું કાણું હોય તેમાં વિશેષ આશ્ચર્ય પામવા સરખું કશું પણ નથી. વળી તે કાણું એટલું બધું ન્હાનું છે કે તેમાંથી એક સાધારણ કદનો ઉંદર પણ પસાર થઈ શકે નહિ."

"જો કે આપણે તે સ્થળે ગયા તે પહેલાં જ એ બે ખંડની વચ્ચે એવું એકાદું ન્હાનું બાંકોરૂં હોવું જોઈએ એવી મારી ખાત્રી હતી."

"શું એ જોયા સિવાય જ તમે જાણી ગયા હતા ? કેવી રીતે ?" મેં આશ્ચર્યપૂર્ણ સ્વરે પૂછ્યું.

"એમાં કશું મુશ્કિલ ન હતું. જરબાનુએ કહેલી હકીકતમાં એવું જણાવ્યું હતું કે તેની બ્હેન **શીરીનને** ડો. **મરઝબાનની** સીગારની તીક્ષ્ણ વાસ આવતી હતી. એ ઉપરથી સ્વાભાવિક રીતે જ સમજી શકાય તેવું છે કે એ બે ખંડની વચ્ચે હવાને જવા આવવાનો કોઈ પણ સંબંધ હોવો જોઈએ; અને જો એવું એકાદું છિદ્ર હોય તો તે ન્હાનું જ હોવું જોઈએ. કેમ કે નહિ તો કોરોનરની તપાસમાં તેના તરફ ધ્યાન ખેંચાયું હોત. એટલે ત્યાં ન્હાનું બાકોરૂં હશે એવી કલ્પના મેં કરી હતી."

"પણ એવું બાંકોરૂં હોય તેથી નુકસાન શું ?"

"બીજો એક મુદ્દો વિચારવા જેવા છે. પ્રથમ ત્યાં એ બાંકોરૂં ન હતું. જે સમયે પેલી દોરી ત્યાં લટકાવવામાં આવી તે જ વખતે આ બાંકોરૂં કરાવવામાં આવ્યું હતું, અને વળી તે ખંડમાં જે યુવતી સૂએ છે તે મરણ પામે છે ! આ ઉપરથી તમને કશું સૂચન નથી થતું ?"

"આ બાંકોરા તથા દોરીની સાથે મૃત્યુને કશો સંબંધ હોય એવું હું તો જોઈ શકતો નથી." મેં જણાવ્યું.

"વારૂ, **શીરીનના** બિછાનાના સંબંધમાં કશી પણ ખાસ વિલક્ષણતા તમારા જોવામાં આવી હતી ખરી ?" **અરવિન્દે** પ્રશ્ન કર્યો.

"ના, કશી પણ નહિ."

"તેના લોઢાના ખાટલાને જમીન સાથે જડી લેવામાં આવ્યો હતો. કોઈ પણ સ્થળે એવી રીતે ખાટલાને જમીન સાથે જડી લેવાનો રીવાજ હોય એવું તમારા જોવા કે સાંભળવામાં આવ્યું છે ખરૂં ?"

"ના, એવું મેં જોયું નથી, તેમ જ સાંભળ્યું પણ નથી."

"એ ખાટલાને તેના સ્થાનેથી બિલકુલ આઘો પાછો કરી શકાય નહિ, એટલે કે તે પેલા બાંકોરા તથા દોરીની પાસે જ રહે એવી

ડૉકટરની ઇચ્છા હોવી જોઈએ એમ તમને નથી લાગતું ?" અરવિન્દે કહ્યું.

"અરવિન્દ !" હું બોલ્યો: "હવે મને તમારા કથનનો ભેદ થોડો ઘણો સમજાય છે ખરો. મને લાગે છે કે આપણે બરાબર સમયસર અહીં આવી પહોંચ્યા છીએ. નહિતર એકાદું ભયંકર કૃત્ય અહીં થયા સિવાય રહેત નહિ."

"તમારૂં અનુમાન ખોટું નથી. એ સ્થળે એક વખત તો ભયંકર ગુન્હો થયો છે અને એવો જ બીજો ભયંકર ગુન્હો થવાની તૈયારી થઈ રહી છે. જ્યારે એક ડૉકટર અનિષ્ટ માર્ગ ગ્રહણ કરે છે ત્યારે તે ભયંકરમાં ભયંકર માણસ થઈ પડે છે. આ માણસ અત્યંત નીચ કૃત્ય કરવાને તત્પર થયો છે ખરો, તથાપિ **વિનાયક** ! મને આશા છે કે આપણે તેના એ દુષ્ટ પ્રયત્નમાં તેને બિલકુલ ફાવવા દઈશું નહિ. પરંતુ હવે એ વાતને છોડી દઈને આપણે બીજી મનને આનંદ આપનારી વાતોમાં ગુંથાઈએ. તમારી સીગારેટ કાઢો. આજે રાત્રિએ આપણે ભયંકરતાના સામ્રાજ્યમાં પ્રવેશ કરવાનો છે." એમ કહીને તેણે મેં ધરેલી સીગારેટની ડબીમાંથી એક સીગારેટ પસંદ કરી અને તે સળગાવીને તે ધૂમ્રપાન કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૮–મું

### જરબાનુના શયનગૃહમાં

રાત્રે નવ વાગે '**શીરીન** વીલા 'માં તમામ બત્તીઓ હોલવાઈ ગઈ અને ત્યાં અંધકાર પ્રસરી રહ્યો. ધીમે ધીમે બે કલાક પસાર થઈ ગયા. પછી જ્યાં અગીયારના ટકોરા થયા કે તે જ વખતે એ ભવ્ય મકાનની એક બારીમાં એક બત્તીનો પ્રકાશ ચમકવા લાગ્યો.

"જરબાનુએ આપણી સૂચનાનો બરાબર અમલ કર્યો છે." **અરવિન્દ** એકદમ ઊભો થઈને બોલ્યો: "આ પ્રકાશ વચલા ખંડની બારીમાંથી આવે છે."

અમે તૈયાર થઈને લોજમાંથી બહાર નીકળ્યા. **અરવિન્દે** લોજના માલિકને જણાવ્યું કે "અમે અમારા એક સ્નેહીને મળવાને માટે જઈએ છીએ. વખતે મોડું થશે તો અમે રાત્રિ પણ ત્યાં જ ગાળીશું."

એક પળ પછી અમે રસ્તાપર બહાર આવી લાગ્યા. બહાર ઠંડો પવન ફૂંકાતો હતો. સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું. માત્ર અમારી સામે '**શી**રીન વીલા'માં એક જ બત્તી ચમકતી હતી.

'**શી**રીન વીલા'ને ફરતું એક વિશાળ કમ્પાઉન્ડ હતું. તે કમ્પાઉન્ડને ફરતી ઈંટોની દિવાલ હતી. તેનું પ્રવેશ દ્વાર બંધ હતું, પરંતુ આ દિવાલ ઘણા જૂના વખતની હોઈને કોઈ કોઈ સ્થળેથી પડી ગઈ હતી. એટલે એ સ્થળે થઈને કમ્પાઉન્ડની અંદર દાખલ થવામાં અમને કશી મુશ્કેલી નડી નહિ. અંદરનાં વૃક્ષોની વચ્ચે થઈને અમારો રસ્તો કરતા અમે મકાનનો જે ભાગ નિવાસસ્થાન તરીકે ઉપયોગમાં લેવામાં આવતો હતો તેની પાછળના ચોગાનમાં આવી લાગ્યા. અમે **જર**બાનુના શયનગૃહની પાસે ગયા. તેનાં કાચનાં બારણા ખાલી બંધ કરેલાં હોવાથી તેને ખોલીને અંદર દાખલ થવાનું કરતા હતા ત્યાં અમારી પાછળ કાંઈક ખખડાટ થયો અને એક બેડોળ દેખાવના ન્હાના છોકરા જેવું પ્રાણી અમારી પાછળ કૂદકો મારીને આવ્યું. પરંતુ અમને બે જણાને જોતાં તે દૂર ન્હાસી ગયું અને વૃક્ષઘટામાં અદૃશ્ય બની ગયું.

"**અર**વિન્દ! તમે જોયું કે?" એ બનાવથી ચમકીને હું બોલ્યો.

**અર**વિન્દ પણ મારા જેટલો જ ચમક્યો હોય એમ લાગતું હતું, પરંતુ બીજી જ ક્ષણે તે હસી પડ્યો અને મારા કાન નજીક મ્હોં લાવીને તે મંદ સ્વરે બોલ્યો: "એ તો ડાકટર સાહેબનો વાંદરો."

ડોકટરે પાળેલાં પ્રાણીઓનું મને વિસ્મરણ થઇ ગયું હતું. આ વાંદરા ઉપરાંત એક ચીત્તો પણ અહીં હતો. વાંદરાનો વિશેષ ડર ન હતો, પણ જો તેની માફક ચીત્તો અચાનક આવી ચડયો હોત તો ? હું કબૂલ કરૂં છું કે ચીત્તાનો વિચાર આવતાં જ મારા ભયનો પાર રહ્યો નહિ પરંતુ એ ભય રાખવાનું કારણ ન હતું. બારીનાં કાચનાં બારણાં મારા મિત્રે ખોલી નાંખ્યાં હતાં અને તે અંદર દાખલ થયો કે હું પણ તેની પાછળ શયનગૃહમાં દાખલ થઈ ગયો.

અંદર ગયા પછી અમે બારણાં બંધ કરી દીધાં અને મારી ભીતિ શમી ગઈ. એ બારી પાસે બત્તી જે સ્થળે હતી તે ત્યાંથી ઉપાડીને ટેબલ ઉપર મૂકી દીધી. પછી **અ**રવિન્દે પુનઃ એક વખત આ ખંડનું અવલોકન કરી લીધું. અમે તે ખંડને દિવસે જે સ્થિતિમાં જોયો હતો તે જ સ્થિતિમાં તે અત્યારે પણ હતો. પછી **અ**રવિન્દ જરીકે અવાજ ન થાય એવી રીતે ચાલતો મારી પાસે આવ્યો અને બહુ જ ધીમા અવાજે બોલ્યો. તેનો અવાજ એટલો બધો મંદ હતો કે હું પણ માંડમાંડ સાંભળી શકતો હતો.

" જો સ્હેજ પણ અવાજ થયો તો આપણી બાજી બરબાદ થઈ જશે." **અ**રવિન્દે મને કહ્યું.

તેનું કથન મેં સાભળ્યું છે એમ દર્શાવવાને મેં મારૂં મસ્તક હલાવ્યું.

" આપણે બત્તીને હોલવી નાંખવી જોઇએ. કેમ કે કદાચ પેલા વાબારીયાથી ડોકટરનું પ્રકાશ તરફ લક્ષ ખેંચાય એ બનવા જોગ છે." તેણે કહ્યું.

મેં પુનઃ ઈશારતથી જ તેમ કરવાની સંમતિ આપી.

" આપણે ઉંઘી જવાનું નથી. 'જાગે તે જીવે અને ઉંઘે તે મરે.' તમારી પિસ્તોલ પણ તૈયાર રાખજો. વખતે તેની પણ જરૂર પડે. હું આ ખાટલાના છેડા પર બેસીશ અને તમે પેલી ખુરસી પર બેસો."

મેં મારી ન્હાનકડી રિવોલ્વર મારા કોટના ગજવામાંથી કાઢીને

જે ખુરસી પર મારે બેસવાનું હતું તેની નજીક પડેલા એક ટેબલ ઉપર મૂકી.

અરવિન્દ પોતાની સાથે એક લાંબી, પાતળી નેતરની સોટી લાવ્યો હતો. એ સોટી તેણે ખાટલાના છેડા પર પોતાની બાજુમાં મૂકી. તેની પાસે તેણે દીવાસળીની પેટી તથા એક મીણબત્તી પણ રાખી. ત્યારબાદ તેણે દીવો હોલવી નાંખ્યો અને એ ખંડમાં અંધકાર પ્રસરી રહ્યો.

અહા ! એ ભયંકર રાત્રિનું મને કદિ પણ વિસ્મરણ થઈ શકશે નહિ. અંધકાર એટલો ઘોર હતો કે હું મારા મિત્રનો ચ્હેરો પણ જોઈ શકતો ન હતો. કશોય અવાજ સંભળાતો ન હતો. મારા મિત્રના શ્વાસોચ્છવાસનો અવાજ પણ હું સાંભળી શકતો ન હતો. તો પણ હું જાણતો હતો કે તે મારાથી થોડે જ છેટે ખાટલાપર બેઠો છે.

તેની માનસિક સ્થિતિ પણ મારા જેવી જ હતી. બહારથી ક્વચિત્ ક્વચિત્ એકાદા પક્ષીનો અવાજ કે ચીત્તાનો ઘુઘવાટ આવતો હતો. ગામના ટાવરમાં એક ઘડિયાળ હતું. દર પા કલાકે તેના ડંકા થતા હતા. પરંતુ એ પા કલાકનો ગાળો મને ઘણો મોટો લાગતો હતો. બારના ટકોરા થયા, સવાબારનો એક ટકોરો થયો, સ્હાડાબારના બે ઘંટા થયા, પછી ત્રણ ટકોરા થયા અને પોણા વાગ્યાનો ખ્યાલ આવ્યો. વળી થોડી વારે પ્રથમ ચાર ટકોરા અને બે–ત્રણ ક્ષણ પછી એક ટકોરો થયો, એટલે એક વાગ્યો એમ સમજાયું. તે જ રીતે પુનઃ પા પા કલાકે ટકોરા થતાં બે પણ વાગ્યા અને છેવટે ત્રણના ડંકા થયા. હજી પણ અમે પૂર્ણ શાંતિપૂર્વક ભાવી ભીતિની પ્રતીક્ષા કરતા જેની તે સ્થિતિમાં બેસી રહ્યા હતા.

એવામાં એકાએક ઉંચે બાંકોરામાંથી પ્રકાશનાં કિરણ અમારા ખંડમાં પડયાં. પરંતુ બીજી જ પળે તે પ્રકાશ અદશ્ય બની ગયો. પડખેના ખંડમાં કશીક હીલચાલ થતી હોય એવો અવાજ મારા કાનપર આવ્યો. પુનઃ એ તમામ શાંત બની ગયું, માત્ર એક પ્રકારની ઉગ્ર વાસ આવ્યા કરતી હતી.

ત્યારપછી એક બીજો અવાજ આવ્યો. ચૂલા પર મૂકેલી કીટલીના નાળચામાંથી વરાળ નીકળતી વખતે જેવો મૃદુ સીસકારો થાય છે તેવો એ અવાજ હતો. એ અવાજ મારા સાંભળવામાં આવ્યો તે જ વખતે **અરવિન્દ** ખાટલાપરથી ઊભો થયો. તેણે દીવાસળી પેટાવી અને તે પોતાની પાસેની સોટી વડે પેલા દોરડા ઉપર ઝપેટા મારવા લાગ્યો.

" **વિનાયક** ! તમે જોયું કે ?" ઝપેટા મારવાની સાથે તે બૂમ પાડવા લાગ્યો: " તમે જોયું કે ?"

પરંતુ હું કશું જોઈ શકયો ન હતો. જ્યારે **અરવિન્દે** દીવાસળી સળગાવી ત્યારે એકાએક તીણી સીસોટી જેવો અવાજ મારા કાન ઉપર આવ્યો હતો. પરંતુ નિદ્રાથી ઘેરાયેલી આંખોપર અચાનક પ્રકાશ પડવાથી મારો મિત્ર દોરી ઉપર જેને ઝપેટા મારતો હતો તે શું હતું એ હું જોઈ કે સમજી શકયો નહિ. તથાપિ એટલું તો હું જોઈ શકતો હતો કે **અરવિન્દનો** ચ્હેરો ભયત્રસ્ત બનીને ફિક્કો પડી ગયો હતો અને ને અત્યંત ઉશ્કેરાઈ ગયેલો લાગતો હતો.

પરંતુ તુરત તેણે ઝપેટવાનું બંધ કરી દીધું અને પછી તો તે ઉંચે પેલા વાબારીયા તરફ જોવા લાગ્યો. એવામાં એકાએક નિઃસ્તબ્ધતાનો ભંગ કરતો એક ભયંકર ચિત્કાર અમારા કર્ણપુટ પર અથડાયો. એ ચિત્કાર પુનઃ અને પુનઃ સંભળાવા લાગ્યો : જાણે કોઇ મનુષ્યના મુખમાંથી ગુસ્સો, દુઃખ અને વેદના—એ ત્રણેથી પરિપૂર્ણ આર્તનાદ નીકળતો હોય એવો એ હૃદયવિદારક અવાજ હતો. પાછળથી લોકો કહેતા હતા કે આ મકાનથી બે ફર્લાંગ દૂર આવેલા **રામગઢ** ગામના લોકો પણ એ ચિત્કારને લીધે ઉંઘમાંથી ઝબકીને જાગ્રત બની ગયા હતા.

હું અને **અરવિન્દ** તો દિગ્મૂઢની માફક એક બીજાની સામે જોતા સ્થંભી જ ગયા. કેમ જાણે જમીન સાથે અમારા પગ ચોટી રહ્યા હોય ! હવે શું કરવું તે પણ અમને સૂજતું ન હતું. એ વખતે

જો અમારા શરીર ઉપર કાપ મૂકવામાં આવે તો તેમાંથી રક્તનું એક બિન્દુ પણ ન પડે એવી અમારી સ્થિતિ થઈ હતી. છેવટે તે બૂમો બંધ પડી ગઇ અને સર્વત્ર નિઃસ્તબ્ધતા પ્રસરી રહી.

"એ શું હશે?" મેં તેને સવાલ કર્યો.

"એનો અર્થ એ છે કે બધું ખલાસ થઈ ગયું છે." **અરવિન્દે** જવાબ આપ્યોઃ "ઇશ્વર જે કરે છે તે સારૂં જ કરે છે. તમારી રિવોલ્વર લ્યો અને મારી પાછળ ડોકટર **મરઝબાન**ના ખંડ તરફ ચાલો."

તેણે મીણબત્તી સળગાવી. તેના ચ્હેરાપર ગાંભીર્ય દૃષ્ટિગોચર થતું હતું. અમે બન્ને જે ખંડમાં હતા ત્યાંથી બહાર નીકળીને ડોકટરના ખંડ તરફ ગયા. **અરવિન્દે** બહારથી બારણા ઉપર બે વખત અવાજ કર્યો. પરંતુ અંદરથી કશો પણ અવાજ આવ્યો નહિ. પછી તેણે ઉલાળાનો હાથો ફેરવ્યો, પણ બારણું ખૂલ્યું નહિ. એ દ્વાર અંદરથી વાસેલું હતું. છેવટે મેં તથા તેણે બારણાને જોરપૂર્વક હડસેલા માર્યા, એટલે અમારા બન્નેના સંયુક્ત બળ સામે તે બારણું ટકી શકયું નહિ. તે ખૂલી ગયું અને પહેલો **અરવિન્દ** તથા તેની પાછળ હું એમ અમે બન્ને જણા ડોકટર **મરઝબાન**ના શયનગૃહમાં દાખલ થયા.

---

## પ્રકરણ ૯ મું.

---

### ડો. મરઝબાનનો અંત

એ ખંડમાં અત્યંત વિલક્ષણ અને ચમત્કારિક દૃશ્ય અમારી નજરે પડયું. ટેબલ ઉપર એક કાળું ફાનસ હતું. એ ફાનસની એક બાજુ ખૂલ્લી હતી અને તેનો પ્રકાશ લોખંડની તિજોરી ઉપર માત્ર પડતો હતો. એ તિજોરીનું દ્વાર ખૂલ્લું

હતું. પેલા બત્તીવાળા ટેબલની પાસે ખુરશી ઉપર ડોકટર **નાનાભાઇ મરઝબાન** બેઠો હતો. તેણે ભૂરા રંગનું ગળાથી ઢીંચણ સુધીનું લાંબું પ્હેરણ પહેર્યું હતું. પગમાં મોજાં ન હતાં પરંતુ રાતા એડી વગરનાં સ્લીપર પહેર્યા હતાં. તેના ખોળામાં કૂતરાને પકડવાનો જે ફાંસો અમે સ્હાંજે અહીં જોયો હતો તે પડેલો હતો. તેનું મ્હોં ઉંચું થયેલું હતું અને નેત્રો ઉંચે સીલીંગના એક ખૂણા તરફ ચોટી રહેલાં હતાં. તેના કપાળ ફરતો એક પીળા રંગનો અને વચ્ચે કાળા કાળા ડાઘાવાળો સાપ વીંટળાઇ વળ્યો હતો.

અમે જ્યારે તે ખંડમાં દાખલ થયા તે વખતે પણ એ સર્પ એની એ સ્થિતિમાં પડ્યો રહ્યો. તેણે કશો પણ અવાજ કે કશી હીલચાલ કર્યા નહિ.

" સર્પ ! ભયંકર ઝેરી સર્પ !" **અરવિન્દ** મંદ સ્વરે બોલ્યો.

હું એક પગલું આગળ આવ્યો. ધીમે ધીમે પેલો સર્પ ઉંચો થયો અને ફેણ માંડીને તેનાં ચમકતાં નેત્રોથી અમારી સામે ટીકવા લાગ્યો.

" **વિનાયક** ! આ સર્પ તમે જોયો ?" **અરવિન્દ** બોલ્યો: " સાપની જુદી જુદી અનેક જાતો છે. મેં તે વિષયનો ઊંડો અભ્યાસ કર્યો છે. તેને આધારે હું કહી શકું છું કે આપણા દેશમાં જે સાપો થાય છે તેમાં આ જાતનો સાપ સહુથી વધારે ઝેરી હોય છે. આ સાપ ડોકટર **મરઝબાન**ને કરડવાથી તે માત્ર દશ–પંદર સેકન્ડમાં જ યમદેવને આધીન બની ગયો છે! એ જ બતાવી આપે છે કે આ સાપ કેટલો બધો ઝેરી હોવો જોઇએ. 'હાથનાં કર્યા હૈયે વાગે' અને 'જે ખાડો ખોદે તે પડે' એ ખોટું નથી. વારૂ, પ્રથમ આપણે આ પ્રાણીને તેના સ્થાનમાં મૂકી દઇએ. પછી જરબાનુને કોઇ સુરક્ષિત સ્થળે પહોંચાડીને અહીંની પોલીસને આ બનાવની ખબર કરીએ."

તે એ પ્રમાણે બોલતો હતો તે દરમ્યાન તેણે અત્યંત ચપળતાથી પેલો ફાંસો ડોકટરના ખોળામાંથી લઇ લીધો અને તેટલી જ

ચપળતાથી એ ફાંસાનો ગાળો તેણે પેલા વિષારી સર્પના ગળામાં નાંખીને ખેંચ્યો. પછી તે સર્પને ડોકટરના માથાપરથી ખેંચીને થોડી વાર આમ તેમ હલાવ્યો અને છેવટે પેલી લોખંડની તિજોરીમાં ફાંસા સાથે ફેંકીને એ તિજોરીને બંધ કરી દીધી.

'**શીરીન** વીલા' ના ડોકટર **નાનાભાઇ મરઝબાનના** મૃત્યુને લગતી સત્ય હકીકત આ છે. એ જોઇએ તે કરતાં વધારે લાંબી થઇ ગયેલી હોવાથી હવે વિશેષ લંબાણ નહિ કરતાં ટુંકાણમાં જ હું જણાવીશ કે ડોકટરના મૃત્યુના સમાચાર અમે તેની દીકરી **જર**-બાનુને જણાવ્યા અને તે જ સ્હવારે તેને તેની માશીને ત્યાં ટ્રેનમાં મોકલી આપી. પછી ડોકટરના મૃત્યુને લગતી તપાસ કોર્ટમાં ચાલી. કોર્ટ એવા નિર્ણયપર આવી કે આ ઝેરી સર્પને ડોકટરે પાળ્યો હતો. તે એ સર્પની સાથે ખેલતો હશે તે દરમ્યાન ગમે તે કારણથી એ સાપે છંછેડાવાને લીધે તેને ડંખ માર્યો હશે અને તેથી ડોકટરનું મૃત્યુ થયું છે. કેમ કે **જર**બાનુની ઇચ્છા ઉપરથી અમે ખરી હકીકત કોઇને પણ જણાવી ન હતી.

કોર્ટમાં અમે તો માત્ર એટલું જ જણાવ્યું હતું કે અમે ડોકટરના આગ્રહ ઉપરથી તેને મળવાને માટે આવ્યા હતા, પરંતુ તે **લ**લિતપુર ગયેલા હોવાથી બપોરે અમે તેમને મળી શકયા નહિ, એટલે ગામમાં લોજમાં રોકાયા હતા. ત્યાંથી રાત્રે તેમને મળવાને માટે ગયા હતા અને પછી મોડું થવાને લીધે તેમને ત્યાં જ સૂઇ રહ્યા હતા.

માત્ર આ કેસના સંબંધમાં **અ**રવિન્દે મારી પાસે કેટલોક ખુલાસો કર્યો હતો તે અત્રે જણાવવાની જરૂર છે. કેમ કે તે સિવાય વાચકો આ રહસ્યપૂર્ણ બનાવનો તમામ ભેદ સમજી શકશે નહિ.

બીજે દિવસે જ્યારે અમે ત્યાંથી **લ**લિતપુર આવવાને માટે નીકળ્યા તે વખતે માર્ગમાં **અ**રવિન્દે મને જણાવ્યું: " **વિનાયક !** **જ્યારે જરબાનુએ ગઈ કાલે તેની હકીકત આપણને જણાવી હતી,**

ત્યારે તીણી સીસોટીના અવાજને લગતી બિના ઉપરથી પ્રથમ હું એવા અનુમાન ઉપર આવ્યો હતો કે પેલા લુવારીયા લોકોના ટોળામાંથી કોઈએ કદાચ તેની બ્હેન **શીરીન**નું ખૂન કર્યું હશે. પરંતુ તે અનુમાન મારા મગજમાં વધુ વખત ટકી શક્યું નહિ. કેમ કે એ ખંડની બારી તથા બારણું બરાબર બંધ હોવા છતાં પણ જ્યારે શીરીન મરણને શરણ થઈ હતી, તો પછી તેના મૃત્યુનું કારણ તેના શયનગૃહમાં જ ઉપસ્થિત થયેલું હોવું જોઇએ, એવો મેં નિર્ણય કર્યો. એટલે મેં જણાવ્યું હતું તે પ્રમાણે પેલા વાબારીયા તથા પેલી દોરી તરફ મારૂં ધ્યાન સ્વાભાવિક રીતે જ ખેંચાયું. વળી એ દોરીનો ઘંટડીના તારની સાથે સંબંધ ન હતો તથા ખાટલાને જમીન સાથે જડી લેવામાં આવ્યો હતો એવું મારા જાણવામાં આવ્યું ત્યારે મારા મનમાં એવો સંશય ઉદ્દભવ્યો કે પેલા વાબારીયામાંથી આવનાર પ્રાણીને આ ખાટલા પર લાવવાને માટે એ દોરીનો ઉપયોગ થતો હોવો જોઇએ.'

" તેજ વખતે મારા મગજમાં એકાએક સર્પની કલ્પના સ્ફુરી. વળી જરબાનુએ આપણને જણાવ્યું હતું કે ડોકટરને જંગલી પ્રાણીનો શોખ છે અને ડોકટર જે પ્રાણી મગાવે તે તેમનો ઓળખીતો મોકલી આપે છે. એથી મને તો ખાત્રી થઈ હતી કે આ સર્પ પણ ડોકટરે પોતાના એ ઓળખીતા મારફત જ મગાવેલો હોવો જોઇએ. જો કોઈ સામાન્ય માણસ હોત તો તે કદાચ વિષ આપીને મૃત્યુ લાવવાનું પસંદ કરત; પરંતુ વિષ આપવાથી શબની તપાસ થતાં પકડાઈ આવવાનો વિશેષ સંભવ રહે છે; જ્યારે આ **નાનાભાઈ ભરઝબાન** તો એક ડોકટર હતો અને બુદ્ધિમાન્ પણ હતો. તેથી તેને સર્પડંસથી મૃત્યુ લાવવાની કલ્પના આવી હશે. કેમ કે સર્પના કરડવાથી મૃત્યુ પામનાર મનુષ્યના શબની ગમે તેટલી તપાસ કરવામાં આવે તો પણ તેમાં અમુક પ્રકારનું વિષ છે એમ કહી શકાય નહિ; અને વળી આવી રીતે સાપના કરડવાથી મૃત્યુ પણ તત્કાળ લાવી શકાય તેમ હતું.

ડોકટર મરઝબાનને આ સર્પની ખાસીયતની માહિતી હોવી જોઇએ. અને તેથી જ તેણે આ સર્પને પસંદ કરેલો હોવો જોઇએ. બીજા કેટલાક એવા પણ સર્પ હોય છે કે જે કરડવાથી ઝેર ચડે છે ખરૂં, પરંતુ તે પુનઃ એની મેળે જ અમુક સમય પછી ઉતરી જાય છે અથવા તો સાધારણ ઉપચારો કરવાથી મટી જાય છે; જ્યારે આ સર્પનું ઝેર એટલું બધું તીવ્ર હોય છે કે અમુક સેકન્ડમાં જ તે માણસનો પ્રાણ હરી લ્યે છે. જો કોરોનરે બારીકાઇથી **શીરીનના** શબની તપાસ કરી હોત તો સર્પ તેને જે સ્થળે કરડયો હશે તે સ્થળે બે ઘણાં જ બારીક છિદ્રો તેની દૃષ્ટિએ પડયાં હોત. પરંતુ કોઈ ભયને લીધે એકાએક **શીરીનના** હૃદયનો ધબકારો પડી જવાની સાક્ષી પડવાથી કોરોનરને કિંવા ડોકટરને એ સંબંધમાં બારીક તપાસ કરવાનું સૂઝ્યું નહિ હોય.

" હવે સીસોટીના સંબંધમાં ખુલાસો કરૂં. જો સ્હવાર પડી જાય અને તે દરમ્યાન સર્પ પોતાના ભોગનો પ્રાણ ન લઈ શકે તો તેને પુનઃ બોલાવી લેવાને માટે ડોકટર સીસોટી વગાડતો હોવો જોઇએ. કેમ કે નહિતર આ શયનગૃહમાં તેની દીકરી જાગ્રત થઈ જવા પછી જો સર્પ તેની નજરે પડે તો પછી તે સાવચેત રહે અને તેથી તેનો નાશ કરવાને માટે પુનઃ સર્પનો ઉપયોગ નિરર્થક બની જાય. તિજોરી ઉપર દુધની રકાબી આપણે જોઈ હતી, તેમાં દુધ રાખીને તે પીવાની લાલચ આપી, ડોકટર સીસોટી કરીને સર્પને પોતાની પાસે બોલાવતો હશે. સાપ પણ સીસોટી થતાં પોતાને દુધ પીવાનું મળશે એવી આશાથી તેની પાસે જતો હશે. ડોકટર પોતાને યોગ્ય લાગે તે સમયે પેલા વાબારીયામાં સર્પને મૂકતો હશે, એમ માનીને કે સર્પ પેલી દોરી વાટે ખાટલા પર જઇને તેના ઉપર સૂનાર મનુષ્યને કરડશે. પરંતુ સાપની એક ખાસીયત એવી હોય છે કે તેને જો છંછેડવામાં ન આવે તો તે ઉશ્કેરાયા વગર કદિ પણ કોઇને કરડતો નથી. જો કે ડાકટર એમ જ માનતો હશે કે રોજ એ પ્રમાણે કરતાં એકાદ વખત તે કરડયા સિવાય રહેશે નહિ. મેં એમ સાંભળ્યું છે કે જ્યારે માણસ ભર-

નિદ્રામાં હોય છે ત્યારે સર્પ તેના શરીર પર આંટા મારી જાય છે અને છતાં પણ તેને કરડતો નથી. એ ઉપરથી હું એવું અનુમાન કરૂં છું કે જો **શીરીન** સૂઈ રહી હોત તો કદાચ સાપ તેને કરડયો હોત નહિ. પરંતુ તેણે સર્પનો ફુંફાટો તથા સીસોટીનો અવાજ સાંભળેલ હશે, અને તેથી એકાએક જાગ્રત થઇને દીવાસળી પેટવી હશે. તે જ વખતે તેનો હાથ ઉંચો નીચો થવાથી સર્પને તેના હાથનો સ્પર્શ થયો હશે. એથી સાપ ઉશ્કેરાયો હશે અને તેણે **શીરીન**ને ડંખ માર્યો હશે.

" **શીરીને** મૃત્યુ પહેલાં ડોકટરના શયનગૃહ સામે આંગળી કરી હતી એથી પણ સમજી શકાય છે કે આ બનાવમાં ડોકટરનો હાથ અવશ્ય હોવો જોઈએ. વળી જ્યારે ડોકટર સાહેબ આપણે ત્યાં આવીને મને ધમકી આપી ગયા ત્યારે તો પછી તેમના ઉપર સંશય આવ્યા સિવાય રહે જ શાનો ?

" હું ડોકટરના ખંડમાં ગઈ કાલે સ્હાંજે પહેલવહેલો દાખલ થયો તે પહેલાં જ પ્રસ્તુત નિર્ણય પર આવી ગયો હતો. તેના શયનગૃહમાં જઇને તપાસ કરતાં તેની પેલી ખુરસીનું અવલોકન કરતાં મને લાગ્યું કે ડોકટર તે ખુરસીપર ઊભો રહેતો હોવો જોઇએ. મારૂં એ માનવું સાચું હતું. કેમ કે વાબારીયા પાસે હાથને પહોંચાડવાને માટે તેને ખુરસી ઉપર ઊભા રહ્યા સિવાય ચાલે તેમ ન હતું. વળી જો મારા મનમાં થોડો ઘણો પણ સંશય રહ્યો હોય તો તે, તિજોરીનો દેખાવ, તેના ઉપર પડેલી દુધની રકાબી તથા પેલા કૂતરાને પકડવાના ફાંસાથી તદ્દન નાબુદ થઈ જાય તેમ હતું. જરબાનુએ ધાતુનું પતરૂં ખખડવાનો અવાજ સાંભળ્યાનું આપણને જણાવ્યું હતું. ડોકટરે એ સાપને તિજોરીમાં પૂરીને જોરથી તેનું બારણું વાસી દીધું હશે, તેથી એ અવાજ થયેલો હોવો જોઇએ.

" એ પ્રમાણે એક વખત મારા મનમાં નિશ્ચય કરી લીધા પછી પૂરાવાને માટે જે માર્ગ મેં લીધો હતો તે તો તમે જાણો છો. મેં તે સર્પના ફુંફાડાનો અવાજ સાંભળ્યો હતો અને તમે પણ તે અવાજ

સાંભળ્યો હશે જ. તે જ વખતે મેં દીવાસળી સળગાવીને નેતરની સોટી વડે તેને ઝપાટા લગાવવા માંડયા. "

" એથી તે તમારી તરફ નહિ આવતાં પાછો ફરીને પેલા વાબારીયામાં પસાર થઈ ગયો. " હું બોલ્યો.

" માત્ર એટલું જ નહિ પણ નેતરના મારથી તે અત્યંત ઉશ્કેરાયેલો હોવાથી ડોક્ટર પોતાનો માલિક છે એવું તેને ભાન રહ્યું નહિ અને તેણે ડોક્ટરને ડંખ દીધો. મારી સોટીના કેટલાક ઝપાટા તેને બરાબર લાગ્યા હશે એને તેથી તે અત્યંત ચીડાયેલો હોવો જોઇએ. વિનાયક ! એ દૃષ્ટિએ જોઇએ તો ખરી રીતે ડોક્ટર **નાનાભાઈ મરઝબાનના** મૃત્યુને માટે મને જ જવાબદાર ગણવો જોઇએ. જો કે એથી હું જરીકે નારાજ નથી અને મારા મૃત્યુ પછી પ્રભુના ઇન્સાફના દરબારમાં જો તે સંબંધમાં મને પ્રશ્ન કરવામાં આવશે તો જરી પણ સંકોચાયા સિવાય હું આ નીચ ડોક્ટરના મૃત્યુની જવાબદારી મારે શિરે વ્હોરી લઇશ. આપણામાં એક તહેવત છે કે ' સો ગાયોના બચાવને માટે એક વાઘનું ખૂન કરવામાં જરીયે પાપ નથી. ' " તેણે મુખ મલકાવ્યું.

લલિતપુર સેન્ટ્રલ સ્ટેશન આવી પહોંચતાં અમે નીચે ઉતરી, ગાડી કરીને અમારા મકાન પર જવાને રવાના થયા.

---

## પ્રકરણ ૧૦–મું

---

### અદ્‌ભુત અવલોકનશક્તિ

ગત પ્રકરણમાં વર્ણવેલા બનાવ પછી કેટલોક સમય વીતી ગયો. તે દરમ્યાન **અરવિન્દ** સાથે કેટલાક કેસોની તપાસમાં ભાગ લેવાની મને તક મળી હતી, પરંતુ તે બધાને અત્ર સ્થાન આપવાનો મને અવકાશ નથી. એ તમામ કેસોની નોંધપોથીમાં મેં

નોંધ કરી રાખી છે. કોઈ વાર એ અદ્‌ભુત અને ચમત્કારપૂર્ણ કેસોને સૂર્યના પ્રકાશમાં લાવવાની આશા હું રાખું છું.

અહીં તો એક તદ્દન સાદો છતાં મારી દૃષ્ટિએ ચમત્કારિક લાગતો કેસ હું રજૂ કરૂં છું. તેમાં ખૂબી તો એ છે કે દેખીતી રીતે એક નજીવા લાગતા પૂરાવા ઉપરથી **અ**રવિન્દ અતિ મૂલ્યવાન્ માણેકના ચોરને શોધી, તેને ગિરફ્તાર બનાવે છે. એ તેની અવલોકનશક્તિનું સુફળ છે. તેની અવલોકનશક્તિ કેટલી અગાધ છે અને બહુ જ ઝીણી ઝીણી બાબતો પણ તેના મગજ ઉપર કેવો પ્રકાશ નાંખે છે તે આ કિસ્સો વાચકોને બતાવી આપશે. જેમાં એક સામાન્ય માણસને કલ્પના પણ ન આવી શકે તેમાં **અ**રવિન્દની અવલોકન અને તર્કશક્તિ અવનવું દર્શન કરે છે. નીચેની હકીકત વાંચો એટલે મારા કથનનું રહસ્ય આપોઆપ જ તમને સમજાશે.

નાતાલના બીજે દિવસે એટલે કે જાન્યુઆરી માસની પહેલી તારીખે સ્હવારે હું નિત્યકર્મથી પરવારી મારા મિત્ર **અ**રવિન્દના રૂમમાં ગયો. તે કોચ ઉપર આડે પડખે પડયો હતો. તેની જમણી બાજુએ તેનો હાથ પહોંચી શકે તેટલે દૂર સીગારેટની પેટી પડી હતી અને નજીકમાં સ્હવારનાં વર્ત્તમાનપત્રોનો ઢગલો પડયો હતો. એ વર્ત્તમાનપત્રો તેણે હમણાં જ વાંચ્યાં હોય એમ લાગતું હતું. કોચની પાસે એક લાકડાની ખુરસી હતી અને તેના ઉપર એક સખ્ત ફેલ્ટ કેપ લટકતી હતી. તે ટોપી જૂની, કેટલેક સ્થળે ફાટેલી, અને પહેરવાને ઉપયોગમાં ન લેવાય તેવી હતી. ખુરસી ઉપર એક ન્હાની સાણસી તથા સૂક્ષ્મદર્શક યંત્ર પડયાં હતાં. એ ઉપરથી સમજી શકાતું હતું કે તેણે પેલી ટોપીનું નિરીક્ષણ કરવાને માટે તેને ત્યાં લટકાવી હોવી જોઇએ.

“ તમે કામમાં રોકાયેલા લાગો છો. ” મેં અંદર પ્રવેશ કરીને કહ્યું: “ કદાચ મારા આગમનથી તમારા કાર્યમાં અંતરાય પડશે. ”

"બિલકુલ નહિ. જેની સાથે મારી તપાસના પરિણામના સંબંધમાં હું ચર્ચા કરી શકું એવા મિત્રની તો અત્યારે મને ખાસ જરૂર છે. આ બાબત તો બહુ જ નજીવી અને સાધારણ પ્રકારની છે." એમ કહેતાં પેલી જૂની ટોપી સામે આંગળી કરી અને ઉમેર્યું: "પણ તેને લગતા કેટલાક મુદ્દા રસ ઉપજાવે તેવા તથા શિક્ષણીય છે."

હું તેની આરામખુરસીમાં બેઠો અને તેની સામે શગડીમાં બળતા મંદ તાપની સહાયથી મારા હાથને ગરમ કરવા લાગ્યો. હમણાં હમણાં ઠંડી સખ્ત પડતી હતી. મેં કહ્યું: "આ બાબત નજીવી હશે, પરંતુ આ વસ્તુ સાથે કોઇ ભયંકર હકીકતનો સંબંધ હોવો જોઇએ. આ વસ્તુની સહાયથી તમે કોઇ ગુપ્ત રહસ્યમાં પ્રકાશ પાડવાની તથા કોઇ ગુન્હેગારને શિક્ષા કરવાની ઇચ્છા રાખતા લાગો છો."

"ના ના, ગુન્હો નહિ." **અરવિન્દ** હસતો હસતો બોલ્યો: "પરંતુ જ્યારે દશ–બાર લાખ માણસો માત્ર થોડાક ચોરસ માઇલમાં એકબીજાના સંબંધમાં આવતા હોય ત્યારે આવા પ્રસંગો બને એ સ્વાભાવિક છે. આવી ગીચ વસતિમાં આવા અનેક બનાવો બને અને તેમાં ઘણા પ્રસંગોમાં ગુન્હાની ગંધ આવે તે દેખીતું છે. આવા પ્રસંગનો અનુભવ અગાઉ પણ આપણને થઇ ચૂક્યો છે."

"ગયા મહિનામાં છ કેસ મેં મારી નોંધપોથીમાં નોંધ્યા છે, તેમાંના ત્રણ કેસ તો એવા છે કે જેમાં કાયદા પ્રમાણે ગુન્હો ગણાઇ શકતો નથી." મેં ટીકા કરી.

"સમજ્યો, સમજ્યો; તમે **યમુનાબાઇ**ના તથા કુમારી **સગુણા**-દેવીના અને પેલા નિર્દોષ ખૂનીને લગતા કેસને ઉદ્દેશીને બોલો છો! મને જરી પણ શંકા નથી કે આ નજીવો દેખાતો બનાવ પણ એ ત્રણ કેસોના જેવો જ છે. તમે પેલા **અલ્લીમહમદ**ને તો ઓળખો છો?"

"હા, સારી રીતે."

"આ વસ્તુ તે ગૃહસ્થની છે."

"શું! આ ટોપી તેની છે?"

"તેની તો નહિ પણ તેને મળી આવેલી છે. તેના માલિકનો પત્તો મળ્યો નથી. હું વિનતિ કરૂં છું કે તમે તેનું અવલોકન કરો, ઉપરચોટિયા રીતે નહિ પણ ખાસ ધ્યાનપૂર્વક જૂઓ. વારૂ, પણ તે અહીં કેવી રીતે આવી એ હું તમને પહેલાં જણાવું. નાતાલના પહેલા દિવસની સ્હવારે આ ટોપી એક હૃષ્ટપુષ્ટ હંસની સાથે તેને મળી આવી છે. પેલું હંસ તો અત્યારે મારી ખાત્રી છે કે **અલ્લી-મહમદના** ચૂલા પાસે શેકાતું હશે. તેની વિગત આ પ્રમાણે છેઃ ક્રિસ્ટમસના પહેલા દિવસની સ્હવારે આઠ વાગે **અલ્લીમહમદ** પોતાના કાર્યપ્રસંગે બહાર ગયેલો ત્યાંથી ઘર તરફ જતો હતો. તે **રાજમહાલ** રોડ ઉપર થઇને જતો હતો, તે વખતે તેણે એક ઉંચો માણસ જોયો. તે માણસ સ્હેજ લંગડાતો ચાલતો હતો. તેના ખભા ઉપર એક હંસ લટકાવેલું હતું. તે એકાદ ફર્લાંગ આગળ ગયો ત્યાં કેટલાક બદમાશો અને આ અજાણ્યા માણસ વચ્ચે ઝઘડો થયો. આ અજાણ્યો માણસ પોતાના બચાવને માટે લાકડી ઉંચી કરીને પોતાની આસપાસ ફેરવતો હતો. દરમ્યાન એક બદમાશે આ માણસની ટોપી જમીન ઉપર પાડી નાંખી. **અલ્લીમહમદ** પેલા અજાણ્યા માણસને તેના ઉપર હલ્લો કરનારાઓથી બચાવવાને માટે દોડતો ત્યાં આવ્યો. પરંતુ પેલા માણસે પોતાની લાકડી આમ તેમ ફેરવતાં પાછળની દુકાનની બારીનો કાચ ભાંગી નાંખવાથી તે ગભરાઇ ગયો હતો; અને વળી **અલ્લીમહમદે** પોલિસખાતાના અમલદારનો પોષાક એ વખતે ધારણ કરેલો હોવાથી, એ જોઈને પેલો અજાણ્યો માણસ વિશેષ બ્હીનો. તેણે એ હંસને જમીન ઉપર ફેંકી દીધું, અને પછી તે ત્યાંથી ન્હાસીને **રાજમહાલ** રોડની પાછળ આવેલી શેરીઓમાં ક્યાંક ગૂમ થઈ ગયો. પેલા બદમાશો પણ **અલ્લીમહમદને** જોઇને

ન્હાસી ગયા. એટલે એ રણક્ષેત્ર ઉપર **અલ્લીમહમદ** એકલો જ વિજયવેત્તાની માફક રહી ગયો. ત્યાંથી તેને આ ટોપી તથા પેલું હંસ એ મળી આવ્યાં."

"આ બન્ને તેણે તેના માલિકને આપવા જોઈતાં હતાં." હું બોલ્યો.

"ભાઈશ્રી ! મુદ્દો જ ત્યાં છે. એ વાત સાચી છે કે હંસના ડાબા પગ સાથે લટકાવેલા એક ન્હાના કાર્ડમાં 'મીસીસ ડેવીડ ગેબોરીગોને માટે એમ લખેલું હતું, અને વળી આ ટોપીના અંદરના ભાગમાં ચામડાની પટ્ટી ઉપર 'ડી. જી.' સંજ્ઞા લખેલી છે ખરી. પરંતુ આપણા આ વિશાળ નગરમાંથી આ વસ્તુઓના ખરા માલિકને શોધી કાઢીને તે તેને સુપ્રત કરવાનું કાર્ય કાંઈ સ્હેલું નથી."

"ત્યારે પછી **અલ્લીમહમદે** શું કર્યું ?"

"તે એ ટોપી તથા હંસ બન્ને મારી પાસે લાવ્યો. તે જાણતો હતો કે સાધારણ પ્રકારના કેસમાં પણ હું રસ લઉં છું. હંસને આજ સ્હવાર સુધી તો અમે જેવી ને તેવી સ્થિતિમાં રાખી મૂક્યું હતું. પરંતુ આજે અમને એમ લાગ્યું કે હવે વધારે વખત આવી સ્થિતિમાં તેને રાખવાથી ઠંડી વધારે હોવા છતાં પણ તે બગડી જશે. એટલે મેં **અલ્લીમહમદને** તે હંસ તેનો ઉપભોગ કરવાને માટે આપી દીધું અને પેલા અજાણ્યા ગૃહસ્થની ટોપી મારી પાસે સાચવી રાખી છે. એ બિચારો ખ્રિસ્તી લાગે છે, અને તે ક્રિસ્ટમસના ભોજનમાં હંસની વાની વગરનો રહ્યો હશે !"

"એ માણસે જાહેર ખબર નથી આપી ?"

"ના."

"ત્યારે તે માણસને શોધી કાઢવાને માટે તમારી પાસે શો મુદ્દો છે ?"

"માત્ર આપણે મેળવી શકીએ તે જ."

"આ ટોપી ઉપરથી ?"

"બેશક !"

"તમે મશ્કરી કરો છો. આવી જૂની અને ચૂંથાઈ ગયેલી ટોપી ઉપરથી તમે શું જાણી શકવાના છો ?"

"મારૂં આ સૂક્ષ્મદર્શક યંત્ર અહીં પડયું છે. તમે મારી પદ્ધતિથી માહિતગાર છો. એટલે તમે પણ આ ટોપીનું નિરીક્ષણ કરો અને તેના ઉપરથી તેના પહેરનારાના સંબંધમાં જે કાંઈ જાણી શકો તે મને જણાવો."

"મેં તે જૂની ટોપી મારા હાથમાં લીધી, અને ગંભીરાઈપૂર્વક તેને આમતેમ ફેરવી. તે સાધારણ ગોળાકારની અતિ સામાન્ય પ્રકારની કાળા રંગની ટોપી હતી. તે ઘણી જ સખ્ત તથા પહેરવાને માટે ઉપયોગમાં ન લેવાય તેવી હતી. અંદરનું પડ રાતા રેશમનું હતું. પરંતુ તેનો રંગ લગભગ બિલકુલ ઉડી ગયો હતો. ટોપીની એક બાજુએ અરવિન્દના જણાવવા મુજબ 'ડી. જી.' લખેલું હતું. તે બે–ત્રણ ઠેકાણે ફાટેલી હતી. કેટલેક ઠેકાણે ડાઘા હતા અને ધૂળ ધૂળ થઇ રહી હતી. કેટલાક ડાઘાને પૂરવાને માટે કાળી શાહીનો ઉપયોગ થયો હોય એવું લાગતું હતું.

એ ટોપી મારા મિત્રને પાછી આપતાં મેં કહ્યુંઃ "હું તો આમાંથી કશું પણ જોઈ શકતો નથી."

"અરે, વિનાયક ! તમે બધું યે જોઇ શકો છો. માત્ર જે તમે જૂઓ છો તે ઉપરથી વિચાર કરવાની તમારામાં શક્તિ નથી. તમારા નિરીક્ષણને આધારે તમે જે અનુમાન કરી શકો છો તે જાહેર કરવાની તમારામાં હિમ્મત નથી."

"વારૂ, ત્યારે આ ટોપીનું નિરીક્ષણ કરીને તમે શા અનુમાન ઉપર આવ્યા છો તે જણાવો." મેં કહ્યું.

"તેણે એ ટોપી ઉપાડી અને તેની ટેવ મુજબ ટોપીના દરેકે દરેક ભાગનું એકવાર બારિક નિરીક્ષણ કરી જોયું. થોડી વારે તે બોલ્યો: "આ ટોપી એટલી બધી ખરાબ થઇ ગઇ છે કે તેની મદદથી જેટલું જાણી શકાવું જોઇએ તેટલું જાણવાનું કાર્ય કઠણ છે. તો પણ કેટલાંક અનુમાન તો સ્પષ્ટપણે કરી શકાય તેમ છે, જ્યારે બીજાં કેટલાંક અનુમાન એવાં છે કે જે મોટે ભાગે સાચાં હોવાનો સંભવ છે. આ માણસ ઊંચી બુદ્ધિ-શક્તિવાળો હોવો જોઇએ એ તો સ્પષ્ટપણે સમજી શકાય છે. જો કે અત્યારે તેની આર્થિક સ્થિતિ દુર્બળ બની ગઇ છે, પરંતુ છેલ્લાં ત્રણ વર્ષમાં તે સાધારણ રીતે સારી સ્થિતિમાં હોવો જોઇએ. તે દીર્ઘદૃષ્ટિવાળો છે, પણ અગાઉના જેટલી આગળ નજર પહોંચાડવાની શક્તિ અત્યારે તેનામાં નથી. તેના નૈતિક બળની ખામી તથા તેની સાથે તેની નબળી આર્થિક સ્થિતિનો વિચાર કરતાં એમ લાગે છે કે તે કોઇ બૂરા વ્યસનની લતે ચડેલો હોવો જોઇએ. મોટે ભાગે તેને દારૂનું વ્યસન વળગેલું હોવું જોઇએ. વળી આથી એક બીજા અનુમાન ઉપર પણ આવી શકાય છે કે અત્યારે તેની પત્નીનો તેના ઉપર પ્રેમ નહિ હોય અથવા તો ઓછો હશે."

"અરે અરવિન્દ ! આ તમે શું કહો છો?" મારા મુખમાંથી આશ્ચર્યોદ્‌ગાર સરી પડ્યો.

---

## પ્રકરણ ૧૧ મુ.

### ગૂમ થયેલું માણેક.

પરંતુ મારા આશ્ચર્યોદ્‌ગારની દરકાર નહિ કરતાં તેણે આગળ ચલાવ્યું: "તો પણ તેનામાં સ્વમાનની લાગણી અમુક અંશે હોવી જોઇએ. તે માણસ અત્યારે મોટે ભાગે એકાંત વાસને પસંદ કરતો હોવો જોઇએ. તે બહાર ભાગ્યે જ નિકળતો હશે,

કસરત બિલકુલ કરતો નહિ હોય, તે આધેડ વયનો હશે. તેના માથાના વાળ ભૂરા રંગના હોવા જોઇએ અને છેલ્લા થોડા દિવસમાં તેણે પોતાના વાળ કતરાવેલા હોવા જોઇએ. તે વાળમાં લાઇમિક્રીમ નાંખતો હોવો જોઇએ. આટલી હકીકત તો જાણે કે સ્પષ્ટ અને ચોક્કસ રીતે તેની ટોપી ઉપરથી જાણી શકાય છે. હા, મારૂં એવું માનવું છે કે તેના મકાનમાં ગ્યાસની બત્તી નહિ હોય."

"**અરવિન્દ**! મને તો એમ જ લાગે છે કે તમે મારી મશ્કરી કરો છો." મેં કહ્યું.

"નહિ, બિલકુલ નહિ. અરે, હું આટલી આટલી હકીકત તમારી સમક્ષ રજૂ કરૂં છું તેમ છતાં પણ શું તમે નથી સમજી શકતા કે આ અનુમાન ઉપર હું કેવી રીતે આવી શકયો છું?" **અરવિન્દ** બોલ્યો.

"ખરેખર, **અરવિન્દ**! હું કેવળ મૂર્ખ છું. કારણ કે હું કબૂલ કરૂં છું કે હું તમારી વિચારશકિતના રહસ્યનો પાર પામી શકતો નથી. વારૂ, આ માણસ ઊંચી બુદ્ધિ–શકિતવાળો છે એમ તમે શા ઉપરથી જાણી શકયા?" મેં પૂછ્યું.

તેણે મારા એ પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં પહેલાં એ ટોપીને પોતાના મસ્તક ઉપર ધારણ કરી. તે ટોપી તેના માથા કરતાં મોટી હતી અને તેનું કપાળ ઢંકાઇ ગયું હતું. તે બોલ્યો: "જે માણસને આવડી મોટી ટોપી જોઇએ છે તેનું મસ્તક પણ મોટું હોવું જ જોઇએ. કહો, ત્યારે મોટા મગજવાળા માણસની બુદ્ધિ–શકિત ઊંચી હોય તેમાં નવાઇ શી?"

"વારૂ, તેની આર્થિક સ્થિતિ અગાઉ સારી હતી અને અત્યારે નબળી છે, એમ કહેવાને માટે તમારી પાસે શો પૂરાવો છે?"

"આ ટોપી ત્રણ વર્ષની જૂની છે. તે ઉંચી કિસમની અને કીમતી ટોપી છે. જૂઓ, અંદર રેશમનું પડ અને ઉંચા પ્રકારના ચામડાની કિનારી પરથી એ સમજી શકાય છે. જો આ માણસ ત્રણ

વર્ષ પહેલાં આવી ઉંચી કીમતની ટોપી ખરીદવાને શક્તિમાન્ હોય અને ત્યારપછી તે બીજી નવી ટોપી ખરીદી શક્યો ન હોય તો તે ઉપરથી સ્હેજે અનુમાન કરી શકાય કે તેની આર્થિક સ્થિતિ છેલ્લાં ત્રણ વર્ષમાં દુર્બળ થતી ગયેલી હોવી જોઇએ. કેમ કે આવી કીમતી ટોપીના શોખવાળો માણસ જો પોતાની પાસે પૈસા હોય તો માત્ર આવી એક જ ટોપી ખરીદીને સંતોષ માની ન જ શકે. ”

“ અહા, આ તો ચોકખું દીવા જેવું છે. વારૂ, પણ તેની દીર્ઘ-દર્શિતા અને સ્વમાનના સંબંધમાં તમારો ખુલાસો શો છે ? ” મેં પૂછ્યું.

“ અરવિન્દ હસ્યો: “ આ તેની દીર્ઘદર્શિતાનો પૂરાવો છે. ” તેણે ટોપીની સાથે લગાવેલી ચામડાની પટ્ટીનો સ્પર્શ કરતાં કહ્યું: “ આવી ટોપીઓની સાથે ચામડાની પટ્ટીઓ લટકાવેલી હોતી નથી. પરંતુ આ માણસે એ પટ્ટી જુદી ખરીદીને તેને ટોપીની સાથે વળ-ગાડેલી હોવી જોઇએ. કેમ કે એ પટ્ટી તેની દાઢીની નીચે ભરાવી રાખવાથી સખ્ત પવનમાં પણ ટોપી ઉડી જઇ શકે નહિ. પણ અત્યારે આપણે જોઇએ છીએ કે એ પટ્ટી એક બાજુએથી અર્ધી તૂટી ગઇ છે. છતાં તેણે તેને સમારવાની કે બીજી નવી પટ્ટી લગા-ડવાની દરકાર કરી નથી. એ ઉપરથી એમ લાગે છે કે અત્યારે તેનામાં અગાઉની દીર્ઘદર્શિતા નથી. ટોપીના ઉપરના ભાગમાં કેટલાક સફેદ ડાઘા પડી ગયા હતા. તે ડાઘાને છૂપાવવાને માટે તેણે તે તે સ્થળે શાહીનો ઉપયોગ કરેલો જણાય છે. તે ઉપરથી હું એક અનુમાન ઉપર આવી શક્યો છું કે તેનામાં હજી પણ સ્વમાનની લાગણી અમુક અંશે રહેલી છે. ”

“ તમારી અવલોકન કરવાની તથા તેના પરથી અનુમાન ખેંચવાની શક્તિ આશ્ચર્યપ્રદ છે. ” હું બોલ્યો. ખરેખર મને તેની અવલોકનશક્તિથી અત્યંત નવાઇ ઉપજી હતી.

" હવે બીજા મુદ્દા તપાસીએ. તે આધેડ વયનો છે, તેના વાળ ભૂરા રંગના છે અને તે હમણાં જ કપાવેલા છે એમ મેં કહ્યું હતું. એ બાબતનો નિર્ણય ટોપીના અંદરના ભાગનું બારિક નિરીક્ષણ કરવાથી થઇ શકે છે. મારા સૂક્ષ્મદર્શક યંત્રની સહાયથી વાળની ન્હાની ન્હાની પુષ્કળ અણી આ ટોપી પર ચોંટેલી મને દેખાય છે. તે અણીઓ હજામની કાતરથી એક સરખી રીતે કપાયેલી છે. તે બધી એક એકની સાથે ચોંટેલી છે અને તેમાંથી 'લાઇમ-ક્રીમ'ની ગંધ આવે છે. આ જે ધૂળ ટોપી પર દેખાય છે તે રસ્તા ઉપરની ધૂળ નથી, પણ મકાન માંહેની રજ છે. એ ઉપરથી એમ સમજી શકાય છે કે પુષ્કળ સમય તે ટોપીને મકાનની અંદર ખીંતી ઉપર લટકાવી રાખવામાં આવતી હોવી જોઇએ. અંદરના ભાગમાં સ્હેજ ભીનાશ જેવું છે, એ ઉપરથી એવું અનુમાન થઇ શકે છે કે તે ટોપીના પહેરનારને પરસેવો વધારે પ્રમાણમાં થતો હોવો જોઇએ. હવે જો તેને કસરત કરવાની ટેવ હોય તો પરસેવો આટલો બધો ન થાય. તેમ જ મોટે ભાગે મકાનમાં જ તેની ટોપી ખીતીએ લટકાવી રાખવામાં આવતી હોવાથી સમજી શકાય છે કે તે માણસ બહાર ઓછો જતો હોવો જોઇએ. તેના વાળના રંગ ઉપરથી તેની આધેડ ઉમ્મરની કલ્પના સ્હેલાઇથી થઇ શકે છે."

" પણ તેની પત્ની–તમે જણાવ્યું હતું કે તેની પત્નીનો તેના ઉપર અત્યારે પ્રેમ નથી."

" હા, એ બરાબર છે. આ ટોપી ઉપર અઠવાડિયાંઓ થયા બ્રશ ફેરવેલું લાગતું નથી. પ્રિય વિનાયક ! જો હું તમને અઠવાડિયાંઓથી ભરાયેલી રજવાળી ટોપી ધારણ કરેલી સ્થિતિમાં જોઉં, અને જો એવી સ્થિતિમાં તમારી પત્ની તમને બહાર જવા દેવાનું પસંદ કરે તો પછી સ્વાભાવિક રીતે જ મારે એવા અનુમાન ઉપર આવવું પડે કે તમે તમારી પત્નીનો પ્રેમ ગૂમાવવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત કરેલું છે."

"પરંતુ એ કદાચ પરણેલો ન પણ હોય!" મેં શંકા કરી.

"ના, તમે ભૂલો છો. કારણ કે આ હંસ તે કોને માટે ખરીદ કરી જતો હતો? તેની પત્નીને ક્રિસ્ટમસના તહેવારમાં ભેટ આપવાને માટે. હું તમને જણાવી ગયો છું કે એ પક્ષીના પગ ઉપર એક કાર્ડ લટકાવેલું હતું અને તેના પર 'મીસીસ ડેવીડ ગેબોરીયો' લખેલું હતું." અરવિન્દે ખુલાસો કર્યો.

"અરવિન્દ! એવો એક પણ સવાલ નથી કે જેનો તમારી પાસે જવાબ ન હોય. પણ તમે એવું નક્કી શી રીતે કરી શક્યા કે તેના મકાનમાં ગ્યાસની બત્તી નથી.?" મેં પ્રશ્ન કર્યો.

"વિનાયક! જો આ ટોપી ઉપર મેશનાં એક અથવા બે ધાબાં પડયાં હોત તો કદાચ હું એમ માનત કે એ આકસ્મિક રીતે પડયાં હશે. પરંતુ તેના ઉપર પાંચ કરતાં વધારે મેશનાં ધાબાં મારી દૃષ્ટિએ પડયાં છે. એથી મને એમ લાગ્યું કે આ માણસ અવારનવાર જે દિવામાંથી વધારે મેશ નિકળે એવા દિવાના સંબંધમાં આવતો હશે. તેણે માથા પર ટોપી પહેરી હોય અને તે હાથમાં ધાસલેટનો દીવો લઇને નીચેથી ઉપર કે એક ખંડમાંથી બીજા ખંડમાં જાય તે વખતે ટોપી ઉપર મેશનાં ધાબાં પડવાનો ઘણો સંભવ છે. હવે જો તેના મકાનમાં ગ્યાસની બત્તી થતી હોય તો તેને ધાસલેટના દીવાનો ઉપયોગ કરવો પડતો હોત નહિ, અને તો પછી આ ધાબાં પણ હોત નહિ. હવે તો તમને સંતોષ થયો ને?"

"આ બધું ચમત્કારિક અને વિલક્ષણ તો ખરૂં જ." મેં જણાવ્યું: "પણ તમે હમણાં કહ્યું કે આમાં કશો ગુન્હો બન્યો નથી અને પેલા માણસનું હંસ તેની પાસેથી ગૂમ થયું એ સિવાય તેને બીજું નુકસાન થયું નથી. તો તો પછી મારે કહેવું જોઇએ કે તમે આ બધી શોધ કરવામાં તમારી શક્તિનો દુરૂપયોગ જ કરેલો છે."

અરવિન્દ મારા આ કટાક્ષનો પ્રત્યુત્તર આપવા જતો હતો, તેવામાં અમે જે ખંડમાં બેઠા હતા તેનું દ્વાર ખૂલ્યું અને અલ્લી-મહમદ અંદર આવ્યો. તેના ચ્હેરા સામે જોતાં કોઇ પણ સમજી શકે તેમ હતું કે તેને અત્યંત અજાયબી થયેલી હોવી જોઇએ અને તેણે કાંઇક નવીન શોધ કરેલી હોવી જોઇએ.

" હંસ, મી. અરવિન્દ ! હંસ ! સાહેબ ! " તે શ્વાસભેર બોલવા લાગ્યો. એમ સમજી શકાતું હતું કે તે ઉતાવળો ચાલેલો હોવો જોઇએ. કેમ કે તેનાં ફેફસાંની ધમણ જોરથી ચાલતી હતી.

" હંસનું શું છે ? શું હંસમાં પુનઃ જીવ આવ્યો અને તે પાંખો ફફડાવતું રસોડાની બારીમાંથી બહાર ખૂલ્લી હવાનો આનંદ લેવાને પસાર થઇ ગયું ? " અરવિન્દ બોલ્યો. અને તે આ માણસના ચ્હેરા વગેરેનું અવલોકન કરી શકાય તે માટે તેની સામે ફર્યો.

" જૂઓ, સાહેબ ! આ જૂઓ ! તેના પેટમાંથી મારી સ્ત્રીએ આ શોધી કાઢ્યું છે. " તેણે પોતાનો હાથ પહોળો કર્યો. તેની હથેળી પર એક વાદળી રંગનો પત્થર હતો. તે પત્થરનું કદ લગભગ વટાણા જેવડું હતું. પરંતુ તે તદ્દન નિર્મળ અને વિજળીના કરતાં પણ વધારે ચળકાટવાળો હતો. તેની હથેળીમાં જાણે વિજળીનો દીવો કર્યો હોય તેવી રીતે તે ચમકી રહ્યો હતો.

અરવિન્દ ટટ્ટાર થઇ ગયો. " અલ્લીમહમદ ! " તે બોલ્યોઃ " હું ધારૂં છું કે આ વસ્તુ શી છે તે તમે જાણી શક્યા હશો ? "

" હા, સાહેબ ! આ માણેક છે. આ પત્થર કીમતી છે. એક કાચના કકડા પર આ પત્થર વડે લીસોટો કરતાં કાચના કકડાના બે ટુકડા થઇ ગયા હતા." અલ્લીમહમદે જણાવ્યું.

" ના, આ માત્ર કિમતી પત્થર જ નથી, પણ આતો પેલું મૂલ્યવાન્ માણેક છે. "

" મયુરપુરની મહારાણીનું ગૂમ થયેલું માણેક તો નહિ ? " મેં આશ્ચર્યપૂર્ણ સ્વરે પ્રશ્ન કર્યો.

"તે જ—તે જ ! હમણાં દરરોજ એ માણેકને લગતી જાહેર ખબર દૈનિક પત્રોમાં મારા વાંચવામાં આવે છે, એટલે તેના કદ ને આકારનો મને બરાબર ખ્યાલ છે. દુનિયામાં આવું માત્ર આ એક જ માણેક છે. તેની કિમતની સાધારણ માણસને કલ્પના પણ થઇ શકે તેમ નથી. આ માણેકની કિમત બે લાખ રૂપિયા છે અને તે શોધી આપનારને દશ હજાર રૂપિયાનું ઇનામ આપવાનું જાહેર કરવામાં આવ્યું છે."

"દશ હજાર રૂપીઆ ? યા ખુદા !" અલ્લીમહમદના મુખમાંથી ઉદ્ગાર સરી પડયો. તે પાસે પડેલી ખુરસી પર બેસી ગયો. અને દિગ્મૂઢની માફક અમારી સામે જોઇ રહ્યો.

"હા, દશ હજાર રૂપિયા બક્ષિસ મળે તેમ છે." અરવિન્દે જણાવ્યું: "એટલું જ નહિ, પણ મને માનવાને કારણ છે કે જો આ રત્નને પ્રાપ્ત કરી આપવાના બદલામાં મહારાણી પાસે કોઇ તેની અર્ધી મિલકતની માગણી કરે તો તે આપી દેવામાં પણ મહારાણી પાછી હઠે નહિ."

"મને યાદ છે કે આ રત્ન મહારાજા હોટેલમાંથી ગૂમ થયું હતું." મેં જણાવ્યું.

"હા, બાવીશમી ડિસેમ્બરના રોજ તે ગૂમ થયું હતું. તે મહારાણીના ઝવેરાતના દાબડામાંથી રામજી ચોહાણ નામના કડિયાએ ચોરી લીધું હતું, એવો આરોપ તેના ઉપર મૂકવામાં આવ્યો છે. તેની સામેનો પૂરાવો એટલો બધો મજબૂત છે કે માજીસ્ટ્રેટે એ કેસને તત્કાળ જ સેશન્સમાં નોંધ્યો છે. એ બાબતને લગતો કેટલોક અહેવાલ આ વર્તમાનપત્રોમાં છે." અરવિન્દે કહ્યું. તે પોતાની પાસે પડેલાં વર્તમાનપત્રોની તારીખો જોવા લાગ્યો. છેવટે તેણે તેમાંથી એક વર્તમાનપત્ર કાઢયું અને તે પત્રને પહોળું કરીને તેમાંથી નીચેનો ફકરો વાંચ્યો:

## "મહારાજા હોટેલમાં થયેલી ચોરી.

"**રામજી ચોહાણ** નામના કડિયાને એવા આરોપસર માજીસ્ટ્રેટ સામે ખડો કરવામાં આવ્યો હતો કે તેણે ગઇ તા. ૨૨ મીએ **મયુરપુરની** મહારાણીના ઝવેરાતના દાબડામાંથી 'વાદળી માણેક' ના નામથી પ્રખ્યાત થયેલું એક મૂલ્યવાન્ રત્ન ચોર્યું હતું. હોટેલના એક નોકર **ખુદાબક્ષે** પોતાની જુબાનીમાં જણાવ્યું હતું હતું કે **મયુરપુરની** મહારાણીના શયનગૃહમાં સમારકામ કરવાને માટે જે દિવસે આ ચોરી થઇ તે જ દિવસે તે ત્યાં **રામજી ચોહાણને** લઇ ગયો હતો. તેની સાથે **ખુદાબક્ષ** પણ એ ખંડમાં થોડોએક સમય રોકાયો હતો. પરંતુ તેને કાંઇ કામ માટે બોલાવવામાં આવતાં એ પછી તે ત્યાંથી હોટેલના બીજા ભાગમાં ચાલ્યો ગયો હતો. જ્યારે તે પાછો આ શયનગૃહમાં આવ્યો ત્યારે **રામજી** ત્યાં તેની દૃષ્ટિએ પડ્યો નહિ. એટલું જ નહિ પણ મહારાણીની પેટીનું તાળું તૂટેલું હતું અને જર્મન સીલ્વરનો એક ન્હાનો દાબડો ખૂલ્લો પડ્યો હતો. તે દાબડામાં કશું પણ હતું નહિ. તેને પાછળથી માલૂમ પડ્યું હતું કે મહારાણી એ દાબડામાં 'વાદળી માણેક' રાખતી હતી. **ખુદાબક્ષે** તુરત આ બનાવની હોટેલના મુખ્ય વ્યવસ્થાપકને તથા પોલીસને ખબર આપી, **રામજીને** વિના વિલંબે ગિરફતાર કરવામાં આવ્યો. પરંતુ તેની પાસેથી કિંવા તેના મકાનમાંથી એ ગૂમ થયેલું માણેક મળી આવ્યું નહિ. **આલમઆરા** નામની મહારાણીની દાસી જણાવે છે કે **ખુદાબક્ષ** પાસેથી આ ચોરીની ખબર તેને મળતાં તે પણ તે જ વખતે શયનગૃહમાં દોડી ગઇ અને **ખુદાબક્ષના** જણાવવા મુજબ તેણે પણ શયનગૃહમાં અસ્તવ્યસ્તતા જોઇ હતી. બી. વિભાગના ઇન્સ્પેક્ટર મી. **બકુલચંદ્રે રામજીને** ગિરફતાર કરવાને લગતી આપેલી જુબાનીમાં જણાવ્યું હતું કે જ્યારે તેને પકડવામાં આવ્યો ત્યારે તેણે પોતાની નિર્દોષિતા સિદ્ધ કરવાને માટે પુષ્કળ પ્રયત્ન કર્યો હતો અને પોતાને તદ્દન ગેરવાજબી રીતે તથા અન્યાયીપણે પકડવામાં આવ્યો

છે એવો વાંધો પણ ઉઠાવ્યો હતો. પરંતુ **રામજીની સામે** પૂરાવો એટલો મજબૂત હતો કે માજીસ્ટ્રેટે આ કેસનો પોતે નિકાલ નહિ કરતાં, તેને સેશન્સમાં નોંધવાનું આવશ્યક ધાર્યું છે. જ્યારે કેસ ચાલતો હતો તે દરમ્યાન **રામજી**ની લાગણી ઘણી જ ઉશ્કેરાઇ ગઇ હતી. તેથી છેવટે તે મૂર્ચ્છિત બની ગયો હતો અને તેને તેવી સ્થિતિમાં કોર્ટમાંથી ઉચકીને લઇ જવામાં આવ્યો હતો. "

"વારૂ, આટલું તો જાણે કે કોર્ટમાં બન્યું." **અરવિન્દ** એ છાપાને બાજુએ ફેંકતો બોલ્યોઃ "પરંતુ હવે આપણે શોધી કાઢવાનું રહ્યું કે આ રત્ન મહારાજા હોટેલમાં **મયુરપુર**ની મહારાણીના શયનાગૃહમાં મૂકેલી તેની પેટી માંહેના ઝવેરાતના દાબડામાંથી **રાજમહાલ** રોડ ઉપર મળી આવેલા હંસના પેટમાં શી રીતે આવ્યું? કેમ, **વિનાયક**! તમને આ બાબત બહુ મહત્ત્વની નહોતી લાગતી ખરૂં ને? હું પણ કબૂલ કરૂં છું કે એ વખતે તો આમાં કશું યે મહત્ત્વ ન હતું. પરંતુ અત્યારે એકાએક તેનું સ્વરૂપ બદલાયું છે અને આપણે લીધેલા શ્રમમાં આપણી શક્તિનો દુરૂપયોગ કર્યો નથી. આપણને આ રત્ન પ્રાપ્ત થયું છે. આ રત્ન હંસના પેટમાંથી મળી આવ્યું છે અને હંસ આ જૂની ટોપીના માલિક મી. ડેવિડ ગેબોરીયો પાસેથી મળી આવ્યું છે. ત્યારે હવે આપણે સહુથી પહેલાં આ ગૃહસ્થને શોધી કાઢવા જોઇએ અને તેમણે આ રહસ્યપૂર્ણ ઘટનામાં શો તથા કેટલો ભાગ લીધો છે તે જાણવું જોઇએ. તે માટે આપણે પ્રથમ તો સ્હેલામાં સ્હેલા માર્ગનું અવલંબન કરીશું, એટલે કે સ્હાંજે બહાર પડતાં અહીંનાં તમામ અખબારોમાં જાહેર ખબર આપીશું. જો આપણે તેમાં નિષ્ફળ થઇએ તો પછી તેનો પત્તો મેળવવાને માટે બીજી યુક્તિઓ મારી પાસે નથી એવું કાંઈ નથી."

**"જાહેર ખબરમાં તમે શું લખશો?" મેં સવાલ કર્યો.**

"મને પેલો કાગળનો કકડો તથા સીસાપેન આપો. જૂઓ: આ પ્રમાણે હું લખું છું." એમ કહીને અરવિન્દે તે કાગળના ટુકડા પર નીચેની જાહેર ખબર લખી:

"મળી આવ્યાં છે.

"હેરાશેરીના નાકા ઉપર એક હંસ તથા એક કાળી ફેલ્ટ હેટ મળી આવ્યાં છે. જો મી. ડેવિડ ગેબોરીયો આજે સ્હાંજે સ્હાડા-છ વાગે માંડવી શેરીમાં નં. ૧૩૨ વાળા મકાનમાં આવશે તો એ બન્ને વસ્તુઓ તેને મુફત કરવામાં આવશે."

"બરાબર છે, પણ આ જાહેર ખબર તેના જોવામાં આવશે ખરી?" મેં પૂછયું.

"આપણે જોઈ શકયા છીએ કે એ ગરીબ સ્થિતિનો માણસ છે. તેથી તેને ગયેલું આ નુકસાન તેને ભારે પડી જાય એ સ્વાભાવિક છે. એટલે તે વર્તમાનપત્રોમાં જાહેરખબરનાં કાલમમાં નજર નાંખતો હોવો જોઈએ. જે વખતે આ બનાવ બન્યો હતો તે વખતે તેના હાથે બારીનો કાચ ભાંગવાથી તથા તે જ વખતે પોલીસ પોતાના યુનિફોર્મમાં અલ્લીમહમદના ત્યાં આવી પહોંચવાથી તે અત્યંત ગભરાઈ ગયો હશે અને તેથી ત્યાંથી પલાયન થઈ જવા સિવાય બીજો વિચાર જ તેને આવ્યો નહિ હોય. પણ પાછળથી હંસ પક્ષી પડતું મૂકીને ન્હાસી જવા માટે તેને અત્યંત પશ્ચાત્તાપ થતો હશે. વળી આ જાહેર-ખબરમાં તેનું નામ આપવામાં આવેલું છે. એટલે તેને ઓળખનારા તેના મિત્રોના જોવામાં આ જાહેરખબર આવતાં તેઓ પણ તેનું લક્ષ જાહેરખબર પ્રત્યે ખેંચ્યા સિવાય રહેશે નહિ. અર્થાત્ આ જાહેરખબરની હકીકત તેના જાણવામાં આવશે એ બાબતમાં તો કશી પણ શંકા છે જ નહિ. વારૂ, અલ્લીમહમદ! તમે વર્તમાનપત્રો માટે જાહેરખબર મેળવનારી એકાદી એજન્સીમાં જઈને તેની મારફત આ જાહેરખબર સ્હાંજે બહાર પડતાં અખબારોમાં પ્રકટ થાય એવી વ્યવસ્થા કરો."

" કયા કયા અખબારમાં સાહેબ ?" અલ્લીમહમદે પૂછ્યું.

"સ્હાંજ સમાચાર, રાજવલ્લભ, પ્રજાભક્ત અને બીજાં જે અખબારો સ્હાંજે પ્રકટ થતાં હોય તે તમામમાં આપજો." અરવિન્દે જણાવ્યું.

"બહુ સારૂ, સાહેબ ! અને આ માણેક ?"

" એ માણેક હું મારી પાસે રાખું છું. પણ અલ્લીમહમદ ! તમે જ્યારે જાહેરખબર આપીને પાછા ફરો ત્યારે એક હંસ ખરીદીને મને અહીં આપતા જજો. કારણ કે જો તે ગૃહસ્થ અહીં આવે તો તેને તેનું હંસ આપણે પાછું આપવું જોઈએ. તેનું ગૂમ થયેલું હંસ તો તમારા કુટુંબે પૂરૂં કરી નાંખ્યું હશે."

---

## પ્રકરણ ૧૨ મું

---

### હંસનો માલિક

અલ્લીમહમદ ગયા પછી અરવિન્દે પેલું રત્ન પોતાના હાથમાં લઈને તેને પ્રકાશની સામે ધર્યું. તે બોલ્યો: " આ પણ એક વિલક્ષણ વસ્તુ છે. જૂઓ, તે કેવું ચમકારા મારી રહ્યું છે ? તે જાણે આપણને એમ બતાવી રહ્યું છે કે 'હું અનેક ગુન્હાઓનું ઉત્પાદક છું!' આવા દરેક મૂલ્યવાન રત્નમાં એ તો ખાસ ગુણ જ છે. આ રત્નનું આયુષ્ય વીસ વર્ષ કરતાં વધારે નથી. તે આજથી વીસ વર્ષ પહેલાં દક્ષિણ ચીનમાં એમોય નદીના કિનારાની ભેખડોમાંથી મળી આવ્યું હતું. તે ઉંચી કીસમનું માણેક છે. માત્ર ફેર એટલો જ છે કે બીજા માણેકના જેવું લાલ રંગનું ન હોતાં આ માણેકનો રંગ વાદળી છે. આ માણેક હજી યુવાવસ્થામાં જ હોવા છતાં તેનો ઈતિહાસ વિચિત્ર છે. આ ચાળીશ ગ્રેનના વજનના ન્હાનકડા પત્થરને ખાતર બે ખૂનો થયાં છે, એક આપઘાત થયો છે અને ચોરીના બનાવ તો અનેક બન્યા છે. આ માણેક તો

જાણે 'ગુન્હાઓનો ઈતિહાસ' છે! પરંતુ તેને મારી તિજોરીમાં હું સંભાળપૂર્વક પૂરી રાખીશ. વારૂ, પણ આપણે મહારાણીને જણાવવું જોઇએ કે તેમનું મૂલ્યવાન માણેક આપણને આકસ્મિત રીતે મળી આવ્યું છે."

"તમે માનો છે કે પેલો **રામજી** મીસ્ત્રી નિર્દોષ છે?"

"હું કહી શકતો નથી." **અરવિન્દે** જવાબ આપ્યો.

"વારૂ, ત્યારે તમે એમ કહી શકો છો કે આ બીજા માણસ ડેવીડ ગેબોરીયોને આ માણેકની ચોરીની સાથે કશો સંબંધ છે?" મેં બીજો સવાલ કર્યો.

"હું ધારૂં છું કે આ બાબતમાં ડેવીડ ગેબોરીયો તદન નિર્દોષ હોય એ વધારે સંભવિત છે. તેને એવી કલ્પના પણ નહિ હોય કે તે જે પક્ષીને ઉપાડી પોતાને ત્યાં લઇ જતો હતો તે પક્ષી તેના વજન જેટલા સુવર્ણ કરતાં પણ વિશેષ મૂલ્યવાન હતું! જો કે તે આ જાહેરખબરનો જવાબ આપવાને માટે અહીં હાજર થશે તો એક સાદી કસોટીથી હું તેનો આ ચોરીમાં હાથ છે કે નહિ તે ચોક્કસ કરી શકીશ."

"અને ત્યાં સુધીમાં આ વિષયમાં તમારે કશું પણ કરવાનું રહેતું નથી?"

"ના, કશું પણ નહિ." **અરવિન્દે** જવાબ આપ્યો.

"વારૂ, ત્યારે હવે હું મારા કેટલાક દરદીઓની મુલાકાત લઇ આવું. કેમ કે એ કામ પણ સંભાળવું જોઇએ. પરંતુ તમે જાહેરખબરમાં જે સમય જણાવ્યો છે તે વખતે હું અહીં પાછો હાજર થઇ જઇશ; કેમ કે આ ગુંચવણીભર્યા કેસને તમે કેવી રીતે ઉકેલો છો તે જાણવાને હું ઘણો જ ઈંતેજાર છું."

એટલું કહીને હું ઉઠયો અને ત્યાંથી મારા દવાખાનામાં થઇને મારા દરદીઓને જોવાને માટે નીકળી પડયો. પણ એક કેસ ગંભીર હતો. એથી સ્હેજ મોડું થઇ ગયું. જ્યારે હું **અરવિન્દ** પાસે ગયો ત્યારે સ્હાડાછ વાગી ગયા હતા. જ્યારે હું તે મકાનની નજીક જઇ પહોંચ્યો તે વખતે એક સાદડીની ટોપીવાળો માણસ મારી દૃષ્ટિએ

પડયો. તેણે જે કોટ પહેર્યો હતો તેનાં ઠેઠ ગળા સુધી બટન બંધ કર્યાં હતાં. તે બારણા બહાર ઊભો હતો. હું ત્યાં ગયો તે જ વખતે મુખ્ય દ્વાર ખૂલ્યું અને અમે બન્ને સાથે અરવિન્દના દિવાનખાનામાં દાખલ થયા.

"હું ધારૂં છું કે આપ મી. ડેવીડ ગેબોરીયો છો ?" અરવિન્દે ખુરસી ઉપરથી ઉઠીને સસ્મિત વદને પોતાની મુલાકાતે આવનાર ગૃહસ્થની સાથે હસ્તધૂનન કરતાં કહ્યું : "મી. ગેબોરીયો ! અહીં આ ખુરસી પડી છે તેના ઉપર બેસો. આજે ઠંડી વિશેષ છે અને મને લાગે છે કે ઠંડીને સહન કરવાનો આપને વિશેષ મહાવરો નથી. હું તાપવાને માટે સગડી મંગાવું છું. વિનાયક ! તમે પણ બરાબર વખતસર આવી પહોંચ્યા છો. વારૂ, મી. ગેબોરીયો ! આ આપની ટોપી છે ?"

"હા, સાહેબ ! એ મારી જ ટોપી છે."

આ માણસ કદમાં ઉંચો હતો. તેની છાતી પણ પહોળી હતી. તેનું મસ્તક મોટું અને ચ્હેરો લાંબો હતો. તેની હડપચી પર ભૂરા વાળ દેખાતા હતા. તેને જોવાથી તેના સંબંધમાં અરવિન્દે જે અનુમાન કર્યું હતું તેની સત્યતાને વિષે મારા મનમાં લેશ પણ શંકા રહી નહિ. તેનો મેલા કાળા રંગનો કોટ તેણે બટનથી બંધ કરી લીધો હતો ગળાને શરદી ન લાગે તે માટે કોટના કોલરને તેણે વાળીને ગળાને ઢાંકી દીધું હતું. તે બહુ જ ધીમેથી અને ચોકસપણે બોલતો હોય, જાણે બોલતાં બોલતાં શબ્દે શબ્દને તોળતો હોય એમ લાગતું હતું. તેની ભાષા સંસ્કારી અને સભ્ય હોવાથી તે સારી કેળવણી પામેલો હોય એમ પણ લાગતું હતું.

"આ ચીજો અમે કેટલાક દિવસો તો એમની એમ રાખી મૂકી હતી." અરવિન્દે કહ્યું : "કારણ કે તમે વર્તમાનપત્રોમાં આ વસ્તુઓના સંબંધમાં જાહેરખબર તથા તમારૂં શિરનામું આપશો એવી અમે આશા રાખતા હતા; પણ તમે શા કારણથી જાહેરખબર ન આપી તે હું સમજી શકતો નથી."

આ ગૃહસ્થે સ્હેજ સ્મિત કર્યું. તે સત્ય હકીકત જણાવતાં શરમાતો હોય એવું તેની મુખમુદ્રા ઉપરથી લાગતું હતું. તે બોલ્યો: "મને જણાવતાં દિલગીરી થાય છે કે મારી આર્થિક સ્થિતિ અગાઉના જેવી નથી. હું પહેલાં જેટલી છૂટથી પૈસો ખરચતો હતો તેટલી છૂટથી અત્યારે ખરચી શકું એમ નથી. હું એમ માનતો હતો કે જે બદમાશોની ટોળીએ મારા ઉપર હુમલો કર્યો હતો તેઓ મારી ટોપી તથા હંસ ઉપાડી ગયા હશે. એટલે એ વસ્તુઓને પાછી મેળવવાના નિષ્ફળ પ્રયત્નમાં નિરર્થક ખર્ચ કરવાનું મને યોગ્ય લાગ્યું નહિ. કેમ કે જો એ લોકો આ વસ્તુ ઉપાડી ગયા હોય તો મારી જાહેરખબરને આધારે તેઓ મને તે પાછી આપવા આવે એ સંભવિત ન હતું."

"તદ્દન બનવા જોગ છે. પણ હું કહેવાનું ચૂકી ગયો. તમારા હંસ પક્ષીનો તો ઉપયોગ થઈ ગયો છે." અરવિન્દ બોલ્યો.

"શું—ઉં—ઉં—ઉં!" ડેવિડે ગેબોરીયો ઉશ્કેરાઈને ખુરસી પરથી અર્ધો ઉભો થઇ ગયો.

"હા, જો તેનો ઉપયોગ કરવામાં ન આવ્યો હોત તો તે પછી બીજાના ઉપયોગનું રહ્યું ન જ હોત. પરંતુ તેટલા જ વજનનું અને તાજું બીજું હંસ પક્ષી પેલી બાજુના ટેબલ નીચે પડ્યું છે. હું આશા રાખું છું કે તમારા હંસના બદલામાં જો તમને આ હંસ આપવામાં આવે તો પછી તમને અસંતોષ નહિ રહે?"

"બિલકુલ નહિ. મને હંસ મળે એટલે બસ." ગેબોરીયો છૂટકારાનો દમ ખેંચતો બોલ્યો.

"જો કે તમારા હંસ પક્ષીનાં પિછાં, પગના નળા અને તેના પેટની ચામડીનો ભાગ અમારી પાસે છે. જો તમારી ઇચ્છા હોય—"

મી. ગેબોરીયો ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો: "હા, આ બનાવની યાદગીરી દાખલ કદાચ એ વસ્તુઓ ઉપયોગી થઇ પડે. તે સિવાય તો એવા એક પક્ષીનાં પિંછાં કે પગના નળા અથવા તેના પેટની ચામડી શી ઉપયોગમાં આવે તેમ હતી? સાહેબ! મારે તેની

કશી પણ જરૂર નથી. માત્ર આ ટેબલ નીચે પડેલું હંસ પક્ષી મને આપો એટલે આપની મોટી મહેરબાની થઈ એમ હું સમજીશ. મને પાડાપાડીનું નહિ પણ દુધનું કામ છે."

અરવિન્દે મારી સામે તિક્ષ્ણ દૃષ્ટિથી જોયું. તેનું અનુમાન સાચું હતું. આ માણસને હંસના પેટમાં કિમતી રત્ન હોવાની માહિતી ન હતી.

"આ તમારી ટોપી અને પેલું તમારૂં હંસ પક્ષી." અરવિન્દ બોલ્યો: "પણ મી. ગેબોરીયો! તમે એ હંસ પક્ષી ક્યાંથી ખરીદ્યું હતું તે મને જણાવશો? મને પણ પક્ષીઓનો શોખ છે. તેના જેવું સારી રીતે ઉછેરવામાં આવેલું હૃષ્ટપુષ્ટ પક્ષી બીજું એકે મારા જોવામાં આવેલું નથી."

"ઘણી જ ખુશીથી જણાવીશ, સાહેબ!" ગેબોરીયોએ કહ્યું. તેણે ઉઠીને ટેબલ નીચે પડેલું હંસ પક્ષી લઇને બગલમાં માર્યું. તે બોલ્યો: "સાહેબ! કૈલાસબાગ પાસે એક કોસ્મોપોલીટન કલબ છે. અમે કેટલાક જણ એ કલબમાં અવારનવાર જઇએ છીએ. આ વર્ષે એ કલબના માલિક વિલાયતહુસેને એવી ગોઠવણ કરી હતી કે અમારે દરેક અઠવાડિયે અમુક પૈસા તેને આપવા અને ક્રિસ્ટમસને રોજ તે અમને દરેકને એકેક હંસ પક્ષી આપે. મેં તે મુજબ દર અઠવાડિયે તેને પૈસા આપ્યા કર્યા હતા, અને ત્યાર-પછીની હકીકત તો તમારા જાણવામાં છે જ. સાહેબ! આપનો મારા ઉપર મોટો આભાર થયો. કેમ કે આ સાદડીની ટોપી મને બિલકુલ ફાવતી ન હતી. અને ખરૂં કહું તો નવી ટોપી ખરીદવાની અત્યારે મારી પાસે સગવડ પણ ન હતી, એટલે આ જૂની ટોપી મેળવી આપવા માટે હું આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો જ છે."

એટલું કહી તે અમને બન્નેને નમન કરીને ચાલ્યો ગયો.

"ડેવિડ ગેબોરીયોનો હિસાબ પતી ગયો." તે ગયા પછી બારણું બંધ કરતો અરવિન્દ બોલ્યો: "એ તો ચોક્કસ છે કે માણેકના સંબંધમાં તેને કશી પણ માહિતી નથી. વારૂ, પણ વિનાયક! તમને ભૂખ લાગી છે?"

" એટલી બધી નહિ કે ખાધા સિવાય ન જ ચાલી શકે."

" ત્યારે હવે આપણે અત્યારે જમવાને બદલે રાત્રે મોડા ભોજન કરીશું. કારણ કે અત્યારે મારો વિચાર બહાર એક ચક્કર લગાવવાનો છે."

" હું પણ તૈયાર જ છું." મેં જણાવ્યું.

ઠંડી સખ્ત હતી એટલે અમે અમારાં ગળાંને ગલપટ્ટાથી ઢાંકી દીધાં. આકાશમાં વાદળાં ન હતાં. તારા ચળકતા હતા, રસ્તેથી પસાર થતા માણસોના નાકમાંથી ધૂમાડાના જેવો શ્વાસ નીકળતો હતો. અમે લગભગ પાએક કલાક ચાલ્યા પછી કોસ્મોપોલીટન કલબ પાસે પહોંચી ગયા, અમે બન્ને તે કલબમાં દાખલ થયા અને **અરવિન્દે** કલબના માલિકને જીંજરના બે ગ્લાસ લાવવાનું જણાવ્યું.

**અરવિન્દ** બોલ્યો: " જો તમારો જીંજર પણ તમારાં હંસ જેવો જ હોય તો તે સર્વોત્તમ ગણાય. "

" મારાં હંસ ! " કલબનો માલિક આશ્ચર્યચકિત થયેલો જણાયો.

" હા, અર્ધા કલાક પહેલાં જ તમારી કલબમાં અવારનવાર હાજરી આપનાર મી. ડેવિડ ગેબોરીયાની સાથે તમારાં હંસના સંબંધમાં મારે વાત થઇ હતી.

" અહો ! સમજ્યો–સમજ્યો ! એ હંસ કાંઈ મારાં ન હતાં. હું કંઈ હંસ ઉછેરવાનો કે વેચવાનો ધંધો કરતો નથીં. "

" એમ ! ત્યારે તમે તે ક્યાંથી લાવ્યા હતા ? "

" કરણસિંહ મારકીટમાં એક હંસનો વેપારી છે તેને ત્યાંથી હું ચોવીશ હંસ વેચાતા લાગ્યો હતો. "

" ઠીક, તમે કરણસિંહ મારકીટમાં હંસના વેપારી મીસ્તર—"

" દિલાવરખાનને ત્યાંથી, સાહેબ ! " કલબના માલિકે હંસના વેપારીનું નામ આપ્યું.

" દિલાવરખાન કે ? એ નામ મારા સાંભળવામાં આવેલું છે ખરૂં ? વારૂ, લ્યો આ બે ગ્લાસની કિમ્મત." એમ કહીને **અરવિન્દે** ચાર આના તેને આપ્યા.

*

## પ્રકરણ ૧૩ મું.

### તપાસ શરૂ થાય છે.

અમે બન્ને ત્યાંથી ઉઠયા અને બહાર આવ્યા. એટલે અરવિન્દ બોલ્યોઃ "ચાલો, હવે આપણે દિલાવરને ત્યાં જઇએ. વિનાયક ! આપણી સાંકળને એક છેડે આ હંસ છે જ્યારે તેના બીજા છેડા પર રામજી મીસ્ત્રી છે. જો આપણે તેની નિર્દોષિતા સાબિત ન કરી શકીએ તો તેને સાત વર્ષની સખ્ત કેદની સજા થશે. કદાચ એમ પણ બને કે આપણી તપાસને પરિણામે તેના ઉપરનો આરોપ વધારે મજબૂત બને. ગમે તેમ થાઓ પણ જે તપાસ પોલીસથી થઇ શકી નથી તે આકસ્મિક રીતે આપણા નસીબમાં આવી છે; એટલે આપણે આપણને મળેલી આ તકનો પૂરેપૂરો ઉપયોગ કરીએ અને આશા રાખીએ કે આ તપાસમાં આપણને યશ પ્રાપ્ત થાઓ. ચાલો, હવે કરણસિંહ મારકીટ તરફ જઇએ."

અમે ત્યાંથી એનેક રાજમાર્ગો અને ન્હાની મોટી ગલીયો વટાવતા કરણસિંહ મારકીટમાં આવી પહોંચ્યા. ત્યાં જુદા જુદા સ્ટોલ હતા અને દરેક સ્ટોલ ઉપર તેના માલિકનું નામ હતું. એક મોટા સ્ટોલ ઉપર દિલાવરખાનનું નામ અમારી દૃષ્ટિએ પડયું. એ સ્ટોલનો માલિક તે સમયે પોતાનો સ્ટોલ બંધ કરવાની તૈયારીમાં હતો.

"સાહેબજી ! અત્યારે ઠંડી સખ્ત છે." અરવિન્દ તેને ઉદ્દેશીને બોલ્યો.

દિલાવરે તેને સલામ કરી અને સાશંક દૃષ્ટિથી મારા મિત્રની સ્હામે જોયું.

"બધાં હંસ વેચી નાંખ્યાં લાગે છે?" અરવિન્દ હંસ મૂકવાની ખાલી જગ્યા તરફ આંગળી કરતો બોલ્યો.

" આપને જોઇતાં હશે તો આવતી કાલે સ્હવારે હું પાંચસો પૂરા પાડીશ. " સ્ટોલના માલિકે જણાવ્યું.

" પણ મને તો અત્યારે જ જોઇતા હતા. "

" તો પેલો સામે દેખાય તે સ્ટોલમાં જાઓ. ત્યાંથી તમને મળી શકશે. "

" પરંતુ મને તો તમારી ભલામણ કરવામાં આવી છે. " અરવિન્દ બોલ્યો.

" મારી ભલામણ તમને કોણે કરી છે ? " વેપારીએ પૂછ્યું.

" કોસ્મોપોલીટન કલબના માલિકે. "

" બરાબર છે. થોડા દિવસ પહેલાં બે ડઝન હંસ મેં તેને વેચાતાં આપ્યાં હતાં. "

" એ હંસ ઘણાં જ સારાં હતાં. પણ તમે એ હંસ ક્યાંથી મેળવ્યાં હતાં ? " અરવિન્દે તેને હવે મુદ્દાનો પ્રશ્ન કર્યો.

તેનો આ પ્રશ્ન એ વેપારીને પસંદ પડ્યો નહિ. તેના ચ્હેરા પર ક્રોધની રેખાઓ તરવરી ઉઠી, તે સ્હેજ તિરસ્કારપૂર્ણ સ્વરે બોલ્યો: "તમે ક્યા મુદ્દા પર આવવા માગો છો ? ચોખેચોખું જણાવી દ્યો. "

" ચોખું જ છે. જે હંસ તમે કોસ્મોપોલીટન કલબને પૂરાં પાડયાં હતાં તે તમે કોની પાસેથી વેચાતાં લીધાં હતાં એ જાણવાની મારી ઇચ્છા છે. " અરવિન્દે કહ્યું

" તમારી ઇચ્છા ગમે તેવી હોય, તેથી હું કાંઈ તમારી એ ઇચ્છાને સંતોષવાને બંધાયેલો નથી. માટે હવે તમે મહેરબાની કરીને પધારી જાઓ. "

" તમારે ન કહેવું હોય તો ન કહેશો કેમ કે એ કાંઈ બહુ અગત્યની બાબત નથી. પરંતુ આવા નજીવા કારણસર તમે આટલા બધા તપી શાના જાઓ છો ? "

" તપી ન જાય તો શું કરે ? મારી જગ્યાએ તમે હો અને

જો તમને વારંવાર આવા સવાલો કરવામાં આવે તો તમે પણ તપી ગયા સિવાય રહો નહિ. હું કાંઇ આ હંસ ચોરી કરીને લાવ્યો નથી. મેં તેની પૂરેપૂરી કિમ્મત આપેલી છે. પછી એ હંસ હું ક્યાંથી લાવ્યો હતો, તેનું મેં શું આપ્યું હતું, તે હંસ ક્યાં ગયા, એવા તેવા સવાલો બીજાઓએ મને શા માટે કરવા પડે?"

**અર**વિન્દ બેદરકારીના ભાવપૂર્વક બોલ્યો; "સાહેબ! હું કાંઇ પોલીસ ખાતાનો માણસ નથી, તેમ તમે હંસ કયાંથી લાવ્યા હતા અને કેટલી કિમ્મતના લાવ્યા હતા તે જાણવાની મને ખાસ જરૂર પણ નથી. તે જણાવવું ન જણાવવું એ તમારી ખુશીની વાત છે. માત્ર એટલું ખરૂં કે હંસ પક્ષીના વિષયમાં હું પુષ્કળ જ્ઞાન ધરાવું છું અને મારા એ જ્ઞાનના આધારે હું કહી શકું છું કે કોસ્મોપોલીટન ક્લબમાં તમે મોકલાવેલ હંસ પક્ષીમાંથી મેં જે ખરીદ્યું હતું તેને ગામડામાં ઉછેરવામાં આવ્યું હતું, હું તેના ઉપર શરત લગાવવાને પણ તૈયાર છું."

"જો તમે શરત લગાવશો તો હારી જશો. કેમ કે તેને ગામડામાં નહિ પણ શહેરમાં ઉછેરવામાં આવ્યું હતું." વેપારીએ તત્કાળ ઉત્તર આપ્યો.

"નહિ. એ વાત હું માની શકતો નથી."

"પણ હું જે કહું છું તે તદ્દન ખરૂં છે."

"પરંતુ તે મારે ગળે ઉતરે તેવી વાત નથી."

"અરે મારા મહેરબાન! હું ન્હાનો છોકરો હતો ત્યારથી આ ધંધો કરૂં છું. તેમ છતાં શું એ બાબતમાં તમે મારા કરતાં વધારે જ્ઞાન ધરાવો છો એમ કહેવાની હિમ્મત ધરો છો? હું તમને ખાત્રીથી કહું છું કે એ કલબમાં મોકલવામાં આવેલાં તમામ હંસને શહેરમાં જ ઉછેરવામાં આવ્યાં હતાં." દિલાવરે જણાવ્યું.

"તમે ગમે તેટલું કહો, પણ એ વાત મારા માનવામાં આવી શકે તેમ નથી." **અરવિન્દે** આગ્રહ પકડયો.

"ત્યારે તમે એ વાત ઉપર શરત લગાવવાને તૈયાર છો ?"

"ઘણી જ ખુશીથી. કારણ કે મારી તો ખાત્રી જ છે કે તમે હારી જવાના છો અને તમારા પૈસા હું લઈ લઈશ. હું મોટી શરત લગાવવા ઈચ્છતો નથી. કેમ કે એથી જો તમે હારી જાઓ તો તમને વધારે નુકશાન થાય. માત્ર દશ–દશ રૂપિયાની શરત. તમને પણ ખબર પડશે કે જીદ પકડવાથી દશ રૂપિયા ગૂમાવવા પડયા." **અરવિન્દ** બોલ્યો.

"કબૂલ છે." વેપારીએ કહ્યું: "**વહ્લી** ! ચોપડા લાવ." તેણે પોતાના મદદનીશને આજ્ઞા કરી.

તેનો મદદનીશ એક ન્હાની પાતળી ચોપડી તથા એક મોટો જાડો ચોપડો લાવ્યો. તે બન્ને ચોપડા તેણે દિલાવરની સામે મૂક્યા.

"વેપારી એ ચોપડામાં દૃષ્ટિ કરતો બોલ્યો: "સાહેબ ! હું એમ ધારતો હતો કે તમામ હંસ ખલાસ થઇ ગયાં છે. પરંતુ ચોપડામાં જોતાં જણાય છે કે હજી એકાદું હંસ મારી દુકાનમાં હોવું જોઇએ. **વહ્લી** ! તું જો તો, પેલા ખાનામાં એકાદ હંસ પડેલ છે ? વારૂ, સાહેબ ! આ પાતળી ચોપડી તમે જોઇ ?"

"હા, તેમાં શું છે ?"

"જે લોકો પાસેથી અમે વસ્તુઓ ખરીદીએ છીએ તેની એ ચોપડીમાં યાદી રાખવામાં આવે છે. જુઓ, આ અમને હંસ વેચનારા લોકોની યાદી. આ પાના ઉપર હંસ વેચનારા લોકોનાં નામ છે અને તે નામોની સામે જે નંબર ટાંકેલા છે તે રોજમેળના જે પાના ઉપર તેમનો હિસાબ હોય તેના નંબર છે. હવે આ બીજા પાના ઉપર શહેરનાં હંસ વેચનારાઓના નંબર છે. તેમાં ત્રીજું નામ જૂઓ. જરીક મોટેથી વાંચો."

"**મરીયમબાઇ**; નં. ૨૩૪ **મસ્જીદ** રોડ. રોજમેળ પાનું ૧૨૫." **અરવિન્દે** મોટેથી વાંચ્યું.

"બરાબર છે. હવે રોજમેળમાં ૧૨૫ મું પાનું કાઢો." વેપારીએ જણાવ્યું.

અરવિન્દે ૧૨૫ મું પાનું ખોલ્યું. "અહીં જૂઓ." વેપારી બોલ્યો: "મરીયમબાઇ: નં ૨૩૪ બરજીદરોડ: ઈંડાં, મુરગી વગેરે પૂરાં પાડનાર. જૂઓ, તેમાં છેલ્લી બાબત શાની છે?"

"૨૨ મી ડિસેમ્બર. ૨૪ હંસ. એક હંસના રૂપિયા ચાર અને છ આના લેખે." અરવિન્દે વાંચ્યું.

"હં! બરાબર, તેની નીચે શું લખ્યું છે?"

"કોસ્મોપોલીટન કલબના મી. વિલાયતહુસેનને રૂ. ૬–૮–૦ના એક લેખે વેચ્યાં."

"બોલો, હવે તમે શું કહો છો?" વેપારી વિજયથી ચમકતાં નેત્રે બોલ્યો.

અરવિન્દ જાણે ઝંખવાણો પડી ગયો હોય એવો તેણે દેખાવ કર્યો. તેણે પોતાના ખીસામાંથી દશ રૂપિયાની નોટ કાઢીને તો વેપારીની સામે ટેબલ ઉપર ફેંકી અને આ શરતમાં પોતાની હાર થતાં તેને જાણે કાંઇનું કાંઈ થઇ જતું હોય એવા ભાવપૂર્વક તે ત્યાંથી ચાલી નીકળ્યો. થોડાક વાર દૂર ગયા પછી એક બત્તીના થાંભલા પાસે તે ઉભો રહ્યો અને ખડખડ હસી પડયો. પણ પોતાના હાસ્યનો ધ્વની બીજા કોઇના સાંભળવામાં ન આવે એટલી તેણે સાવચેતી લીધી હતી.

"જ્યારે આ માણસના જેવો માણસ તમારા જેવામાં આવે ત્યારે તમારે બેધડકપણે માની લેવું કે જો તેને શરત લગાવવાને પ્રેરવામાં આવે તો તે થાપ ખાઇ જાય ખરો." અરવિન્દ બોલ્યો.

"હું ખાત્રીથી કહું છું કે આ શરતમાં માત્ર દશ રૂપિયાને ખાતર તેણે મને જે સંપૂર્ણ બાતમી પૂરી પાડી છે તેટલી બાતમી જો હું તેને એકસો રૂપિયા આપવાનું કહેત તો પણ પૂરી પાડત નહિ. વિનાયક! મને લાગે છે કે આપણે આપણી તપાસના છેડા પાસે આવી

લાગ્યા છીએ. હવે માત્ર આપણે એટલું જ વિચારવાનું છે કે આપણે આ મરીયમબાઇની પાસે આજે રાત્રે જઇશું કે પછી ત્યાં જવાનું આવતી કાલ ઉપર મુલતવી રાખીશું ? આ હંસનો વેપારી મારા ઉપર આટલો બધો તપી ગયો હતો તે ઉપરથી હું એવા અનુમાન ઉપર પણ પણ આવી શકું છું કે તેની પાસે હંસના સંબંધમાં તપાસ કરવાને એકલા આપણે જ માત્ર નહિ, પરંતુ બીજા લોકો પણ આવતા હોવા જોઇએ. હું ધારૂં છું કે–"

તે બોલતો બોલતો અટકી ગયો. કારણ કે તે વખતે અમે જે સ્ટોલ પાસે ઉભા હતા ત્યાં કાંઇક ગરબડ થતી અમારા સાંભળવામાં આવી. અમે એ તરફ દૃષ્ટિ કરી તો સ્ટોલમાં લટકતા દીવાના પ્રકાશમાં એક માણસ સ્ટોલ પાસે ઉભેલો દેખાયો, અને પેલો વેપારી દિલાવરખાન ગુસ્સાપૂર્વક આ નવીન આગંતુક સામે મૂક્કી ઉગામતો હોય એવું દૃશ્ય અમારી નજરે પડયું. દિલાવર ઘણો જ ઉશ્કેરાયેલો લાગતો હતો.

"તું અને તારૂં હંસ જાઓ જહાન્નમમાં !" દિલાવર પેલા આગંતુકને ઉદ્દેશીને બોલ્યો: "તમે બધાએ અહીં આવી આવીને મને હેરાન–પરેશાન કરી મેલ્યો છે. જો હવે તું ફરીથી આ બાબતમાં મને કંટાળો આપવાને આવ્યો છે તો યાદ રાખજે કે મારો આ શિકારી કૂતરો હું તારા ઉપર છોડી મેલીશ. તું મરીયમબાઇને અહીં તેડી લાવ. તે મને જે સવાલ કરશે તેનો હું તેને જવાબ આપીશ, પણ તારે એ બાબતની સાથે શો સંબંધ છે ? શું એ હંસ મેં તારી પાસેથી ખરીદ્યાં હતાં ?"

"ના, પણ એ હંસમાંહેનું એક હંસ મારૂં હતું." પેલો માણસ પણ સ્હેજ ઉચ્ચ સ્વરે બોલ્યો.

"તો પછી એ હંસના સંબંધમાં તું મરીયમબાઇને પૂછ."

"હું તેને મળ્યો હતો, તેણે તમને પૂછવાનું મને કહ્યું."

"એ તો તને કહેશે કે તું દિલ્હીના બાદશાહને જઇને પૂછ તેમાં મારે શું ? બહુ થયું, હવે અહીંથી ચાલ્યો જા." એમ બોલતો

દિલાવર આગળ ધસ્યો અને પેલો આગંતુક પણ ત્યાંથી એકદમ ચાલ્યો ગયો.

'અહો વિનાયક ! મને લાગે છે કે હવે આપણે મસ્જીદ રોડપર જવાનો શ્રમ લેવો પડશે નહિ." અરવિન્દે ધીમેથી મારા કાનમાં કહ્યું: "તમે મારી પાછળ આવો. આ નવીન માણસ પાસેથી આપણે કાંઇક જાણી શકીશું."

અમે બન્ને માણસોની મેદનીમાંથી ત્વરિત ગતિએ રસ્તો કાપતા, પેલા માણસની પાછળ ગયા. મારા મિત્રે તેની નજીક જઇને તેના ખભાપર હાથ મૂકયો. એ માણસ ચમકયો અને તેણે પાછળ ફરીને અરવિન્દની સામે દૃષ્ટિ કરી. ગ્યાસની બત્તીના પ્રકાશમાં જોઇ શકાતું હતું કે તે ઉજળી પૂણી જેવો બની ગયો હતો. તેના ચ્હેરા ઉપર ભીતિએ પૂર્ણપણે વાસ કર્યો હતો.

"તમે કોણ છો ? અને તમારે મારૂં શું કામ છે ?" પેલા નવીન માણસે ગભરાટપૂર્વક મારા મિત્રને પ્રશ્ન કર્યો.

"ભાઈ ! મને માફ કરો." અરવિન્દ બોલ્યો: "કેમ કે બીજાના કામની વચ્ચે પડવું તે સભ્ય માણસનું લક્ષણ નથી. પણ તમે પેલા વેપારીને જે સવાલો કરતા હતા તે સ્વાભાવિક રીતે જ મારા સાંભળવામાં આવી ગયા છે. હું ધારૂં છું કે એ બાબતમાં હું કદાચ તમને મદદ કરી શકીશ."

"તમે ! પણ તમે છો કોણ ? અને એ બાબતમાં તમને માહિતી કયાંથી અને કેવી રીતે હોઈ શકે ?"

"મારૂં નામ અરવિન્દ છે અને જે બીજા માણસો નથી જાણી શકતા તે જાણવાનો મારો ધંધો છે."

"પણ આ બાબતમાં તો તમે કશું પણ ન જ જાણી શકો."

"તમે ભૂલો છો. એ બાબતને લગતી તમામ હકીકત મારા જાણવામાં છે. મસ્જીદ રોડ ઉપર રહેતી મરીયમબાઇએ આ હંસના વેપારી દિલાવરખાનને કેટલાંક હંસ વેચ્યાં છે, એ હંસની બાબતમાં

તમે તપાસ કરવા ઇચ્છો છો. તે હંસ દિલાવરખાને કૉસ્મોપોલીટન ક્લબવાળા મી. વિલાયતહુસેનને વેચી નાંખ્યાં છે અને મી. વિલાયતહુસેન પાસેથી તે ક્લબના એક સભાસદ મી. ડેવિડ ગેબોરીયોએ એક હંસ મેળવેલ છે."

"અહા સાહેબ! તમારા જેવા માણસને જ હું મળવાની ઇચ્છા રાખતો હતો." નવીન આગંતુક પોતાનો હસ્ત **અરવિન્દ** તરફ લંબાવતો બોલ્યો. એ વખતે તેનાં આંગળાં ધ્રૂજતાં હતાં. તેણે ઉમેર્યું: "એ વિષયની મારી ઇન્તેજારી કેટલી તીવ્ર છે એ હું તમને કેવી રીતે સમજાવું?"

**અરવિન્દે** એક પસાર થતી વિક્ટોરિયાવાળાને ઉભો રાખ્યો. તે બોલ્યો; "જો એમ હોય તો અહીં ઠંડા પવનમાં ઊભા રહીને વાતો કરવાને બદલે ચાલો. આપણે મારે ત્યાં જઇએ. ત્યાં આપણે શાંતિથી વાત કરી શકીશું. પણ પ્રથમ મને જણાવો કે તમારૂં નામ શું છે?"

*

# પ્રકરણ ૧૪ મું

---

## માણેકનો ચોર.

તે માણસ ચમક્યો અને પોતાનું નામ આપતાં અચકાયો. પરંતુ તે એક પળ માત્ર જ.

"મારૂં નામ **દોસ્તમહંમદ.**" તે તિરછી નજરે **અરવિન્દ** સામે જોતો બોલ્યો.

"ના—ના, ખરૂં નામ?" **અરવિન્દ** સ્મિત કરતો બોલ્યો: "કોઇ માણસ પોતાનું ખરૂં નામ છૂપાવીને કૃત્રિમ નામ ધારણ કરે છે ત્યારે તેની સાથે કામ પાડવાનું મને પસંદ પડતું નથી."

'અહીં મારૂં કશું પણ ચાલી શકે તેમ નથી.' એવો ભાવ તેના ચ્હેરા પર પ્રગટ થયો અને તે બોલ્યો: "સાહેબ મારૂં નામ ખુદાબક્ષ છે."

"હવે બરાબર બોલ્યા. તમે મહારાજા હોટેલમાં કામ કરો છો ને? મહેરબાની કરીને આ ગાડીમાં બેસો. તમે જે કાંઈ જાણવાની ઇચ્છા રાખો છો તે તમામ હું તમને થોડા સમયમાં જ જણાવીશ."

આ માણસ અમારી સામે જોઇ રહ્યો. તેના ચ્હેરાપર ભીતિ દેખાતી હતી. પોતે શું કરવું, અમારી સાથે આવવું કે નહિ, એ બાબતનો તે માણસ વિચાર કરતો હોય એમ લાગતું હતું. છેવટે તે અમુક નિશ્ચય પર આવી ગયો અને અમારી સાથે ગાડીમાં ચડી બેઠો. અર્ધા કલાકમાં અમે બાંડવીની સ્ટ્રીટમાં અરવિન્દના દિવાનખાનામાં દાખલ થઇ ગયા. અમે ગાડીમાં હતા તે દરમ્યાન અમારી વચ્ચે કશું પણ ભાષણ થયું ન હતું. પરંતુ નવીન સોબતીના શ્વાસોચ્છ્વાસ તથા તેના હસ્તની હીલચાલ ઉપરથી તેના ઉશ્કેરાયલા જ્ઞાનતંતુની ખાત્રી મળતી હતી.

અમે દિવાનખાનામાં દાખલ થયા એટલે અરવિન્દ આનંદપૂર્ણ સ્વરે બોલ્યો: "જૂઓ આ સઘડી કેવી ધીકી રહી છે? મી. ખુદાબક્ષ! તમને શરદી થયેલી જણાય છે. પેલી નેતરની ખુરસી પર બેસો અને તમારા શરીરને જરાક તપાવો. હું મારાં કપડાં બદલી નાંખું, પછી આપણે નિરાંતે વાત કરીશું."

તે બીજા ખંડમાં ગયો. થોડી વારે બહાર આવીને બોલ્યો: "વારૂ, તમે પેલાં હંસોનું શું થયું તે જાણવા માગો છો?"

"હા, સાહેબ!"

"ના, હું ભૂલ્યો. હંસોનું શું થયું તે નહિ; પણ તે માંહેનું જે હંસ તમારૂં હતું તેનું શું થયું એ જાણવાને તમે ઈંતેજાર છો. એ હંસ રંગે સફેદ હતું. માત્ર તેની પૂંછડી પર એક કાળો ડાઘ હતો."

"હા—હા, તે જ—તે જ!" ખુદાબક્ષ સ્હેજ ઉશ્કેરાયેલા અને ધ્રૂજતા સ્વરે બોલ્યો: "એ હંસનું શું થયું તે આપ મને જણાવી શકશો?"

"એ હંસ અહીં આવ્યું હતું."

"અહીં આવ્યું હતું !"

"હા, અને તે પક્ષી અત્યંત મૂલ્યવાન્ પૂરવાર થયું હતું. તેને લગતી માહિતી મેળવવા તમે ઈંતેજારે હો, તે માટે મને કશું આશ્ચર્ય થતું નથી. તે હંસ મૃત્યુ પામ્યા પછી તેણે એક ઈંડું મૂકયું હતું અને તે ઈંડું પણ કેવું ? હું નથી ધારતો કે એવું ઈંડું કદિ પણ જોવામાં આવ્યું હોય. તે હતું તો ન્હાનું, પણ તેનો ચળકાટ નહિ વર્ણવી શકાય તેવો હતો. તે મોટા વટાણા કરતાં મોટું નહિ હોય. એ ઈંડું અહીં મારી પાસે જ છે."

આગંતુક લથડીયાં ખાતો ઊભો થયો; પણ ખુરસીના હાથાને પકડીને સ્થંભી ગયો. અરવિન્દે પોતાની તિજોરી ખોલી અને તેમાંથી પેલું વાદળી રંગનું માણેક કાઢયું. એ માણેક અત્યારે એક તારાની માફક ચમકતું હતું. ખુદાબક્ષ તેની સામે દૃષ્ટિ કરતો નીચું મુખ રાખીને ઊભો હતો. આ વસ્તુની માલિકી પોતાની છે એમ કહેવું કે નહિ એ બાબતમાં તે નિર્ણય કરી શકયો ન હતો.

"ખુદાબક્ષ ! ખેલ ખલાસ થઇ ગયો છે." અરવિન્દે શાંતપણે કહ્યું : "બાપુ ! સીધો ઊભા રહે. નહિ તો તું આ સઘડી પર જઈ પડીશ. વિનાયક ! તેને આ ખુરસી પર બેસાડી દ્યો. તે અહીંથી ન્હાસી જઈ શકે કિંવા આપણી સામે થાય તેટલી તેનામાં શક્તિ નથી. તેને થોડું શરબત જીંજરનું સત્વ નાંખીને પાઓ. હં ! હવે તેનું મગજ ઠેકાણે આવતું લાગે છે."

થોડીવાર તો આ માણસ બેભાનના જેવો બની ગયો હતો. પરંતુ જીંજરના સત્વમિશ્રિત શરબત પીધા પછી તે શાંત થયો. તેના ફિક્કા પડી ગયેલા ગાલ ઉપર સ્હેજ રતાશ આવી, તે મારા મિત્રની સામે દૃષ્ટિ રાખીને દિગ્મૂઢની માફક બેસી રહ્યો.

"મારી પાસે આ કેસની સાંકળની તમામ કડીઓ છે તથા તેમાં જે પૂરાવાની મને જરૂર પડે તેમ હોય તે પૂરાવા પણ છે. એટલે

તું હવે મને કશું પણ વિશેષ કહી શકે એમ તો હું માનતો નથી. પરંતુ તેમ છતાં હું તને કેટલાક સવાલો કરવા માગું છું અને આશા રાખું છું કે તું મને તેના સાચા જવાબ આપીશ. વારૂ, મયુરપુરની મહારાણીના આ વાદળી રંગના મૂલ્યવાન્ માણેકના સંબંધમાં તને શી રીતે બાતમી મળી હતી?"

"સાહેબ! એ બાતમી મને આલમઆરાએ આપી હતી." ખુદાબક્ષે ભયપૂર્ણ સ્વરે જવાબ આપ્યો. તેના ચ્હેરા પર અત્યારે પોતાનું શું થશે એ વિષયની ચિંતા નિવાસ કરી રહી હતી.

"હું સમજ્યો. આલમઆરા મયુરપુરની મહારાણીની દાસી છે તે જ. વારૂ, આવી રીતે એકાએક મળી આવેલ મૂલ્યવાન્ ખજાના તરફ તારૂં આકર્ષણ થયું. તેમ થાય એ સ્વાભાવિક છે. કેમ કે અગાઉ તારા કરતાં વધારે સંસ્કારી અને ઉંચી કોટીના માણસોનું પણ તેના તરફ આકર્ષણ થયું હતું. પરંતુ તે માટે તેં જે માર્ગ લીધો તેમાં તો તેં કેવળ નીચતા જ દાખવી છે. ખુદાબક્ષ! તું જાણતો હોવો જોઇએ કે પેલો કડીઓ રામજી ચોહાણ અગાઉ આવી ચોરીની બાબતમાં સંડોવાયલો હોવાથી લોકોનો વહેમ એકદમ તેના પર જશે. એટલે પછી તેં શું કર્યું? તેં મહારાણીના શયનગૃહમાં અમુક સમારકામ ઉભું કર્યું. અલબત્ત, તેમાં તારી મદદનીશ આલમઆરાનો હાથ તો હોવો જ જોઇએ. તમે બે જણાંએ મળીને જ તે શયનગૃહમાં કશી ભાંગફોડ કરી હશે. વળી તે સમારકામ કરવાને માટે પેલો રામજી જ મળી આવે એવી પણ તેં અગાઉથી ગોઠવણ કરેલી હોવી જોઈએ. કદાચ તેં જ તેનું નામ સૂચવેલું હોવું જોઇએ. વારૂ, પછી જ્યારે તે માણુસ સમારકામ કરીને ચાલ્યો ગયો એટલે તેં મહારાણીની પેટી ખોલી, તેમાંથી જર્મન સીલ્વરનો દાબડો કાઢી, આ માણેક ગુમ કરીને પછી ચોરી થયાની બૂમ પાડી હશે. અને તે પછી આ કમનસીબ માણુસને પકડાવ્યો હશે. ત્યાર બાદ તેં—"

ખુદાબક્ષ એકદમ ખુરસી પરથી ઊભો થઇને મારા મિત્રના પગ પાસે નીચો નમી, તેના બન્ને પગ પકડીને બોલ્યો: "ખુદાને ખાતર દયા કરો સાહેબ! મારાં માતાપિતાનો વિચાર કરો. આ હકીકત પ્રકટ થતાં તેમનાં હૃદય તુટી જશે. આજ સુધીમાં કદિ પણ મેં ખોટું કામ કર્યું નથી, તેમ ભવિષ્યમાં પણ આવું કાર્ય હું કદિ પણ કરીશ નહિ. હું સોગન ખાઉં છું— પ્રતિજ્ઞા લઉં છું, અરે! કુરાનના સમ ખાઇને કહું છું કે આવું કામ કદિ પણ હું નહિ કરૂં. મહેરબાની કરી મને કોર્ટમાં ન ખેંચશો. ખુદાને ખાતર મને બેઆબરૂ ન કરશો."

"આ ખુરસી પર બેસી જા." અરવિન્દ કડક સ્વરે બોલ્યો: "અત્યારે તું કાલાવાલા કરે છે, કરગરે છે; પણ જ્યારે તેં પેલા કડીયા રામજી મીસ્ત્રીને પકડાવ્યો ત્યારે એક નિર્દોષ ગરીબ માણસને ફસાવતાં તને જરી પણ દયા આવી હતી ખરી? જો તું ન પકડાયો હોત તો તેનું શું થાત?"

"સાહેબ! હું ન્હાસી જઇશ, આ દેશ છોડીને પરદેશ જઇશ. પછી તેના ઉપરનો આરોપ નહિ ટકી શકે."

"ઠીક છે, એ બાબત આપણે પછી વિચાર કરીશું. પરંતુ તેં આ માણેકની ચોરી કર્યા પછી શું બન્યું તેનો અહેવાલ તું અમને જણાવ. આ માણેક હંસના પેટમાં કેવી રીતે આવ્યું અને વળી એ હંસ બજારમાં વેચાવાને માટે શી રીતે આવ્યું તે કહે. તું સાચેસાચી હકીકત કહેજે. તારા સત્ય કથન ઉપર જ તારી સલામતીનો આધાર છે."

ખુદાબક્ષ પોતાના સૂકાઇ જતા હોઠને જીભ વડે ભીના કરતો બોલ્યો: "જેવી રીતે બન્યું છે તેવી રીતે જ હું આપને સાચેસાચું જણાવીશ. જ્યારે રામજીને પકડવામાં આવ્યો ત્યારે મને એમ લાગ્યું કે હું આ માણેકની સાથે એકદમ અહીંથી પસાર થઇ જાઉં તો સારૂં.

કારણ કે કોઇ પણ પળે પોલીસને મારી કોટડીની તથા મારી જડતી લેવાનો વિચાર થાય એ બનવા જોગ હતું. જો તેમ થાય તો મારા બાર જ વાગી જાય એમ મને લાગ્યું. હોટેલમાં એવી એક પણ સલામત જગ્યા ન હતી કે જ્યાં હું આ રત્નને ગુપ્ત રીતે રાખી શકું. એટલે હું કાંઇક કામનું બ્હાનું કાઢીને બહાર નીકળ્યો તથા સીધો મારી બ્હેનને ત્યાં ગયો. તે તેના ધણી સાથે મસ્જીદ રોડ ઉપર રહે છે. ત્યાં તે હંસ, મરઘાં, બતકાં વગેરેને ઉછેરીને વેચવાનો ધંધો કરે છે. હું ત્યાં જતો હતો તે વખતે દરેક માણસ મારી દૃષ્ટિએ પોલિસનો માણસ કે ડિટેકિટવ લાગતો હતો. મને કોઈ સામેથી આવીને રોકશે કે પાછળથી આવીને પકડશે એમ થયા જ કરતું હતું. તે દિવસે ઠંડી આજ કરતાં યે સખ્ત હતી; તો પણ હું મસ્જીદ રોડ પર પહોંચ્યો તે વખતે મારૂં બદન પરસેવાથી રેબઝેબ બની ગયું હતું. મારી આવી સ્થિતિ થવાનું શું કારણ? તથા હું આટલો બધો ગભરાયેલો કેમ લાગું છું, એવો મારી બ્હેને મને જોતાં વાંત જ પ્રશ્ન કર્યો. પણ મેં તેને અડાવ્યું કે 'અમારી હોટેલમાં થએલી ઝવેરાતની ચોરીથી હું અત્યંત ઉશ્કેરાઇ ગયો છું.' હું તેની પાસે વધારે નહિ રોકાતાં તેના પાછલા વાડામાં ગયો. અને હોકલી સળગાવીને હવે મારે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો.

"મારો એક અનવર નામનો મિત્ર હતો. તે અડંગ ઉડાઉગીર અને પાકો ચોર હતો. તે અનેક વાર કેદમાં જઇ આવ્યો હતો. એક દિવસે તે મને મળ્યો હતો ત્યારે અમારી વચ્ચેની વાતચીતમાં ચોરી કરનારાઓ કેવી રીતે ચોરી કરે છે તથા ચોરેલા માલને કયાં અને કેવી રીતે છૂપાવે છે એ સંબંધમાં તેણે કેટલીક હકીકત મને જણાવી હતી. હું જાણતો હતો કે એ માણસના ઉપર વિશ્વાસ રાખવામાં હરકત નથી, કારણ કે તેની એક બે ગુપ્ત બાબતો હું જાણતો હોવાથી તેને મારો ડર રહે તેમ હતું. એટલે મેં એકદમ તેને ત્યાં જઇને તેને મળવાનો તથા મારા વિશ્વાસમાં લેવાનો વિચાર કર્યો. આ માણેકના પૈસા કેવી

રીતે કરવા એ અનવર મને બતાવશે એવી મારી ખાત્રી હતી. પરંતુ તેની પાસે સલામત રીતે પહોંચાય કેમ? હોટેલમાંથી અહીં આવતાં મારી માનસિક સ્થિતિ કેવી થઇ હતી તેનો મેં વિચાર કર્યો. ગમે તે સ્થળે અને ગમે તે સમયે મને પકડવામાં આવે તથા મારી જડતી લેવામાં આવે અને માણેક તો મારા જાકીટના ખીસામાં જ હોય!

"તે વખતે હું દિવાલને અઢેલીને બેઠો હતો અને મારા પગ પાસે ગેલ કરતાં હંસો સામે જોઇ રહ્યો હતો. એકાએક મારા મગજમાં એક કલ્પનાનું સ્ફુરણ થયું. મને લાગ્યું કે મારી એ કલ્પનાને જો હું અમલમાં મૂકું તો ભલભલા ડિટેક્ટિવને પણ હું હંફાવી શકું ખરો.

"થોડાક અઠવાડિયાં પહેલાં મારી બ્હેને મને કહ્યું હતું કે તે મને એક હંસ બક્ષીસ આપશે. અને મારી ખાત્રી હતી કે તે પોતાનું વચન પાળ્યા સિવાય રહેશે નહિ. એટલે મેં વિચાર કર્યો કે આજે જ હું તે હંસ લઇ લઉં અને તેના પેટમાં માણેક નાંખીને એ હંસને મારી સાથે અનવરને ત્યાં લઇ જાઉં. વાડામાં એક ન્હાનું ઢાળીયું હતું તેની પાછળ હંસ પક્ષીઓમાંનું એક સારૂં, મોટું, રંગે સફેદ અને પૂછડી પર કાળા ડાઘવાળું પક્ષી હું લઇ ગયો. તેને પકડી તેની ચાંચ પહોળી કરીને આ માણેક મારી આંગળી વડે તેના ગળામાં જેટલું ઊંડું જઇ શકયું તેટલું ઘોંચી દીધું. તે હંસ માણેકને ગળી ગયું—માણેક તેના પેટમાં ઉતરી ગયું; પણ એથી પડેલા શ્રમને લીધે એ પક્ષી પાંખો ફફડાવવા તથા બૂમો પાડવા લાગ્યું. એ સાંભળીને મારી બ્હેન બહાર આવી તથા પક્ષીએ એ પ્રમાણે કરવાનું કારણ તેણે મને પૂછ્યું. હું તેને જવાબ આપવા ગયો ત્યાં પેલું પક્ષી મારા હાથમાંથી છૂટીને ન્હાસી ગયું અને ઉડતું ઉડતું જઇને બીજાં પક્ષીઓમાં ભળી ગયું.

"'ખુદાબક્ષ! તું એ હંસની સાથે શું કરતો હતો?' મારી બ્હેને મને પૂછ્યું.

" મેં જવાબ આપ્યો કે 'તેં મને કહ્યું હતું કે તું મને એક હંસ આપવાની છે, એટલે કયું પક્ષી સૌથી વધારે ચરબીદાર છે તે હું જોતો હતો.'

" 'તારૂં હંસ તો અમે જુદું જ રાખી મૂકયું છે.' તે બોલી: 'જો પેલું તદ્દન સફેદ દેખાય છે તે. એ પક્ષી સહુથી વધારે કદાવર અને ચરબીવાળું છે. કુલ્લે છવીસ હંસ છે તેમાંથી એક તારે માટે, એક અમારે માટે અને ચોવીસ બજારને માટે."

" 'મરીયમ! હું તારો આભાર માનું છું' મેં કહ્યું: 'પણ જો તને હરકત ન હોય તો હમણાં જે પક્ષીને મેં પકડયું હતું તેને જ હું પસંદ કરૂં છું'

" 'અમે પેલું સફેદ હંસ તારે માટે પસંદ કર્યું છે તે સહુ કરતાં સરસ છે. અમે તેને ખાસ તારે માટે જ વધારે ચરબીદાર બનાવ્યું છે.' મારી બ્હેન બોલી.

" 'પણ મને તો પેલું બીજું હંસ પસંદ પડયું છે અને એ હું અત્યારે જ લઇ જાઉં છું.' હું મક્કમ રહ્યો.

" 'જેવી તારી મરજી. એમાં મને શો વાંધો છે? વારૂ, તું કયા હંસને માટે કહે છે?' તેણે પૂછ્યું.

" 'જો પેલાં પક્ષીઓની વચ્ચે છે તે. રંગે સફેદ છે પણ તેની પૂંછડી પર કાળો ડાઘ છે.' મેં જણાવ્યું.

" 'વારૂ, ત્યારે તેને તારી સાથે લઇ જા.'

" મી. અરવિન્દ! મારી બ્હેનની મંજૂરીથી હું તે હંસ મારી સાથે લઇ ગયો. હું મારા દોસ્ત અનવરને ત્યાં ગયો. મેં તેને તમામ હકીકત કહી. માણેકને હંસના પેટમાં છૂપાવવાની મારી યુક્તિ સાંભળીને તેને પેટમાં દુઃખવા આવ્યું ત્યાંસુધી તે હસ્યો. પછી અમે છરી લઇને તે હંસનું પેટ ચીર્યું; પરંતુ તેમાંથી માણેક નીકળ્યું નહિ. તે વખતે મારા મનની કેવી સ્થિતિ થઇ હશે તેની કલ્પના

તમે જ કરી લ્યો. હું સમજ્યો કે કાંઇક ગંભીર ભૂલ થયેલી હોવી જોઇએ. હું તે પક્ષીને ત્યાં જ રાખીને વિના વિલંબે મારી બ્હેનને ત્યાં પુનઃ ગયો અને સીધો પાછળના વાડામાં ગયો; પરંતુ ત્યાં એકે પક્ષી મારી દૃષ્ટિએ પડ્યું નહિ.

" 'મરીયમ ! પેલાં હંસ ક્યાં ગયાં?' મેં મારી બ્હેનને પ્રશ્ન કર્યો.

" 'કેમ ! એ હંસ તો વેપારીને ત્યાં મોકલી આપ્યાં.'

" 'કયા વેપારીને ત્યાં ?'

" 'કરણસિંહ મારકીટમાં દિલાવરખાન નામનો એક સ્ટોલવાળો છે તેને ત્યાં.'

" 'પણ એ પક્ષીઓમાં જે પક્ષી હું હમણાં લઇ ગયો હતો તેના જેવું જ કાળા ડાઘવાળું બીજું પક્ષી હતું ?' મેં તેને પૂછ્યું.

" 'હાસ્તો, એવાં બે પક્ષી હતાં. તે બન્ને એક સરખાં જ હોવાથી એ બેની વચ્ચેનો ફરક તો હું પણ પારખી શકતી નહોતી.'

" હવે હું મારી ભૂલ થવાનું કારણ સમજી ગયો. હું મારાથી જેટલી ઝડપથી દોડી શકાય તેટલી ઝડપથી કરણસિંહ મારકીટમાં દિલાવરને ત્યાં ગયો. પણ તેણે તો ચોવીસે પક્ષી એકી સામટાં વેચી નાંખ્યાં હતાં. તેણે એ પક્ષી કોને વેચ્યાં હતાં એ બાબત મેં તેને પ્રશ્ન કર્યો. પરંતુ તેનો તેણે મને જવાબ આપ્યો નહિ. ત્યારપછી હું બે ત્રણ વાર તેની પાસે ગયો હતો. આજે રાત્રે તમે પણ મને તેણે જે જવાબ આપ્યો તે સાંભળ્યો હતો. મારી બ્હેન એમ સમજે છે કે હું દિવાનો બની ગયો છું. મને પણ કોઇ કોઇ વાર એમ લાગે છે કે હું દિવાનો બની ગયો છું. અને અત્યારે મારી શી અવસ્થા છે ? જેની મેં ચોરી કરી હતી એ તો મને મળ્યું જ નથી. છતાં યે હું ચોર તરીકે તમારી સમક્ષ ઊભો છું ! યા ખુદા ! મારા ઉપર મહેર કર !" તે પોતાનો ચ્હેરો છૂપાવીને ડચકાં ખાવા લાગ્યો.

અમારા દિવાનખાનામાં ગંભીરતા પસરી રહી. તેનો શ્વાસોચ્છવાસ સ્પષ્ટપણે સંભળાતો હતો. તેમ જ અરવિન્દ પોતાની આંગળીઓ વડે ટેબલ ઉપર અવાજ કરતો હતો તે સંભળાતો હતો. છેવટે મારો મિત્ર ઉઠયો અને દિવાનખાનાનું દ્વાર ખૂલ્લું કરતો બોલ્યો : " ઉઠ, ચાલ્યો જા. પણ સ્મરણમાં રાખજે કે પુનઃ આ પ્રદેશમાં તું મારી દષ્ટિએ પડીશ તો પછી હું આ હકીકત જાહેરમાં મૂકયા સિવાય નહિ રહું."

" અહો સાહેબ ! શું તમે મને છોડી મૂકો છો ? પ્રભુ તમારૂં કલ્યાણ કરો !"

" હવે વધારે બોલવાની કશી પણ જરૂર નથી. તું અહીંથી ચાલ્યો જા. "

પછી ખુદાબક્ષ એક પણ શબ્દ બોલ્યા વગર બહાર નીકળી ગયો અને દાદર પર થઇને નીચે ચાલ્યો ગયો.

" વિનાયક !" સીગાર સળગાવતો અરવિન્દ બોલ્યો : " મને આ કેસમાં કાંઇ પોલિસે રોકેલો નથી. એટલે ચોરને પકડવામાં તેમને મદદ કરવાની મારી ફરજ હોય એમ હું માનતો નથી. હા, જો રામજીને માટે ભય જેવું હોત તો વાત જુદી હતી. પરંતુ આ માણસ પલાયન થઇ જશે એટલે સેશન્સ કોર્ટમાં રામજીની વિરૂદ્ધ જુબાની આપવાને આવશે નહિ. એથી તેની સામેનો કેસ ટકી શકશે નહિ. કદાચ કાયદાની દષ્ટિએ મારો આ ગુન્હો ગણાય. પરંતુ એક ગુન્હો કરવા છતાં યે એક આત્માને બચાવવાનું પુન્ય મેં હાંસલ કર્યું છે એમ હું સમજું છું. કેમ કે આ માણસને કેદમાં નંખાવ્યો હોત તો તુરંગમાંથી છૂટયા બાદ પુનઃ આવાં કામો કરવાને લલચાત. જે થયું તે સારૂં જ થયું. આવતી કાલે આપણે મહારાણીને આ માણેક આપી આવીશું અને અલીમહમદના દશ હજાર રૂપીઆ લઇ આવીશું. એ રકમ ઉપર તો તેનો જ હક્ક ગણાય. ચાલો, હવે આપણે ભોજન કરી લઇએ."

## પ્રકરણ ૧૫ મું

### ઉપસંહાર

બીજે દિવસે અમે મયુરપુરની મહારાણી પાસે ગયા. અરવિન્દે તેને તેનું માણેક બતાવ્યું. મહારાણી તો પોતાનું માણેક જોઇને ખુશખુશ બની ગઇ. એ માણેક ક્યાંથી અને કેવી રીતે હાથ લાગ્યું તે વિષે તેણે અરવિન્દને પ્રશ્ન કર્યો. અરવિન્દે તેને ટુંકામાં એ માણેક એક હંસના ઉદરમાંથી અલ્લીમહમદ નામના મુસલમાનને હાથ લાગ્યાનું જણાવ્યું. તેમાં તેણે ડેવિડ ગેબોરીયો કે ખુદાબક્ષ કે બીજા કોઈનું પણ નામ આપ્યું નહિ. મહારાણીને પોતાનું મૂલ્યવાન્ માણેક મળી જવાથી તેનો ચોર કોણ હતો તે જાણવાની વિશેષ જીજ્ઞાસા રહી નહિ.

સેશન્સ કોર્ટમાં કેસ ચાલ્યો. રામજી ચોહાણ વિરૂદ્ધ જુબાની આપનાર ખુદાબક્ષને પોકારવામાં આવ્યો. તે હાજર નહોતો. એટલામાં મહારાણીના વકીલે કોર્ટને આ વાદળી માણેક ડિટેક્ટિવ અરવિન્દની મારફત મહારાણી સાહેબને મળી ગયાનું જણાવ્યું તથા તેનો ચોરનાર રામજી નહિ પરંતુ બીજો કોઇ હોવો જોઈએ એમ પણ કહ્યું. એટલે રામજી મીસ્ત્રીને નિર્દોષ ઠરાવીને મુક્ત કરવામાં આવ્યો. મહારાણીએ પણ તેને જે કાંઇ સહન કરવું પડયું તે બદલ બસો રૂપીઆ આપ્યા.

પેલો ખુદાબક્ષ તો અમારી પાસેથી છૂટો થઇને તે જ રાત્રે લલિતપુર શહેરનો ત્યાગ કરીને પલાયન થઈ ગયો. તે રંગુન ગયો હતો અને ત્યાંથી તેનો એક પત્ર અરવિન્દ ઉપર આવ્યો હતો. તે ત્યાં જઇને તુરત જ ઠેકાણે પડી ગયો હતો.



# રસિક નવલકથાઓ

卐

| | |
|---|---|
| ચાલીશ ચહેરાનો માણસ. | ૩—૮—૦ |
| રાજમાર્ગ. | ૩—૦—૦ |
| કુટુમ્બીનું કારસ્થાન ભાગ ૧—૨ | ૫—૦—૦ |
| કાળને કિનારે. | ૨—૮—૦ |
| જયન્તનાં જબ્બર સાહસો. | ૪—૦—૦ |
| જાગીરદાર કે જલ્લાદ ? | ૨—૦—૦ |
| પ્રાણ કે પ્રતિષ્ઠા ? | ૩—૦—૦ |
| ચમત્કારિક ખૂન ! | ૨—૦—૦ |
| દિવાની કે શાણી ભાગ ૧—૨ | ૮—૮—૦ |
| દુર્ભાગી દારા. | ૩—૮—૦ |
| વિલાસમાં વિનાશ ! | ૩—૮—૦ |
| પંચાસરનો જયશિખરી. ભાગ ૧—૨ (સચિત્ર). | ૬—૦—૦ |
| પ્રેમની ખુમારી ભાગ ૧—૨ (સચિત્ર) | ૬—૦—૦ |
| વેર વસુલ ભાગ ૧—૨ (સચિત્ર) | ૬—૦—૦ |
| સ્નેહલગ્નની સુંદરી. | ૩—૮—૦ |
| સોનેરી ટોળી. ભાગ ૧—૨ | ૪—૮—૦ |
| પાટલીપુત્રની પડતી. | ૪—૮—૦ |
| ભયંકર ભેદ. | ૨—૮—૦ |
| વિપત્તિનું વાદળ. | ૩—૮—૦ |
| શ્રીમંત સંહારક મંડળ. ભાગ ૧—૨ | ૪—૦—૦ |

*

**'બહુરૂપી'ના ગ્રાહકો ઉપરનાં પુસ્તકોમાંથી દશ રૂપીયાની કિમ્મતનાં પુસ્તકો મંગાવશે તો તેમને અમારા ખર્ચે ઘેર બેઠાં રૂા. ૮–૦–૦ માં પહોંચતાં કરીશું.**

**આફ્રિકાના ગ્રાહકોએ તે માટે ૧૨ાા શિલીંગનો પોસ્ટલ ઑર્ડર મોકલી આપવો.**

બહુરૂપી કાર્યાલય : રાણપુર : કાઠિયાવાડ

# પાણીને મૂલે પ્રાણવાન સાહિત્ય

બોલેલો બોલ અને આવેલી તક ફરીથી હાથ આવતાં નથી, માટે આજેજ લાભ ઉઠાવો. ઢીલ કરવામાં માલ નથી. ગુજરાતના જાણીતા લેખકોનાં રસિક પુસ્તકો અને મોંઘા મુલી ભેટો મેળવવાની આવી તક જવલ્લેજ સાંપડે છે. નીચેનાં પુસ્તકો દિવાળી સુધી મંગાવનારને તેની સામે લખેલાં પુસ્તકો ભેટ.

| | |
|---|---|
| **જયંતની સાહસ કથાઓ**<br>શ્રી નાગરદાસ પટેલની અદ્દભૂત રસઝરતી ડિટેકટીવ વાર્તાઓ<br>અઢી રૂપીઆ | એ લેનારને એજ લેખકનું<br>**કાળને કિનારે**<br>નામનું અઢી રૂપીઆનું ડિટેકટીવ નવલકથાનું પુસ્તક ભેટ |
| **પ્રાણશંકર પંડિતજીનાં પરાક્રમો**<br>પેટ ભરી હસાવવાની ને લોહી વધારવાની અજબ તાકાત ધરાવતી શ્રી નાગરદાસ પટેલની નવી નવલકથા<br>બે રૂપીઆ | એ લેનારને 'બહુરૂપી'ના તંત્રીની<br>**ચમત્કારિક ખૂન**<br>નામની બે રૂપીઆની રસિક ડિટેકટીવ નવલકથા ભેટ |
| **હાસ્ય વિહાર**<br>હાસ્યરસના ઇજારદાર શ્રી ધનસુખલાલ મ્હેતાનો રસ ગળે અને કટકા પડે એવો ખજાનો. ત્રણ રૂપીઆ | એ લેનારને શ્રી નાગરદાસ પટેલનું<br>**બાલ વિનોદ**<br>નામનું બે રૂપીઆનું રસિક પુસ્તક ભેટ |
| **સંસાર લીલા**<br>સાહિત્યના વિદ્વાન તંત્રી શ્રી મટુભાઈ કાંટાવાળાની ચેતનવંતી નવલિકાઓ મનોહર ચિત્રો સાથે<br>ત્રણ રૂપીઆ | આ લેનારને શ્રી નાગરદાસ પટેલનું<br>**પરીઓનો પ્રદેશ**<br>નામનું બે રૂપીઆનું સુંદર પુસ્તક ભેટ |
| **રખડેલ અને બીજી વાતો**<br>ગુજરાતના સમર્થ લેખક શ્રી નાગરદાસ પટેલની મનોહર વાર્તાઓ<br>અઢી રૂપીઆ | એ લેનારને બહુરૂપીના તંત્રીની<br>**જાગીરદાર કે જલ્લાદ ?**<br>નામની બે રૂપીઆની રસિક નવલકથા ભેટ |

**ઉપરની ભેટો દિવાળી સુધીજ અપાશે. તે પછીથી નહિ.**

**બહુરૂપી કાર્યાલય : રાણપુર કાઠિયાવાડ**

Cover Printers; M. Vadilal & Co. Bombay 2